

A

# ORT HISTORY OF GUJRAT.

PART I.

# જરાતનો સંક્ષિપ્ત ઈતિહાસ.

ભાગ ૧ લો.



# ગુજરાતનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## ભાગ ૧ લો.

પત્રકારે તથા પ્રશ્નો સહીત.

---

બનાવનાર

પ્રાણજીવનદાસ કાહાનદાસ.
સરકારી ગુજરાતી નિશાળનો વડો શિક્ષક.
અને
જેશંકર સર્વેશ્વર.
સરકારી અંગ્રેજી ગુ. નિશાળનો માજી શિક્ષક.

---

મુંબઇ:
પારસી પ્રીંટીંગ પ્રેસમાં હો. પ. આંતીઆએ
છાપ્યોછે.

---

સંવત ૧૯૩૩
સને ૧૮૭૬

---

કિમ્મત ૬ આના.

To

J. B PEILE, Esq., M. A.

*Late Director of Public Instruction.*

This small work is dedicated to him in token of the respect due to him on account of the deep interest he takes in the spread of the Gujrati Language.

By his humble servants,
THE AUTOHRS.

---

જે. બી. પીલ. એસ્કવાયર એમ, એ.

માજી ડીરેકટર આવ પબ્લીક ઇન્સ્ટ્રકશન.

ગુજરાતી ભાષાના ફેલાવામાં એઓ સાહેબ જે ઊંડા રસ દેખાડેછે તે વિષેનાં માનની નિશાનીમાં આ નાનું પુસ્તક એમને એમના નમ્ર સેવક ગ્રંથ કર્તાઓએ અર્પણ કર્યું છે.

# પ્રસ્તાવના*

આપણા ગુજરાત દેશમાં પ્રાચીનકાળથી તે હાલસુધી-માં કયા કયા રજપૂત, મુસલમાન, અને મરેઠા રાજાઓ થઈ ગયા તથા તેઓની વર્તણુંક અને રાજ્યનિતિ કેવી હતી, અને તેઓમાંના દરેકના વખતમાં શાં શાં પરીણાંમ નિપજ્યાં તથા તેથી આપણા સ્વદેશી વડીલોએ શી તહરેની વસ્તીઓ અને ભયભીત સંકટો ભોગવ્યાં તે વિષેનું, તથા વળી હાલ અંગ્રેજ સરકારની વર્તણુંક અને રાજ્યનિતિ કેવીછે તે વિષેનું, સુક્ષ્મ વૃત્તાંત નાની વયના વિદ્વાન ગૃહસ્થોને આ સંક્ષિપ્ત ઇતિહાસ વાંચવાથી જલદી ધ્યાનમાં આવશે.

આ પુસ્તક નાના નાના પત્રોમાં અને તેની પુઠે થોડા પ્રશ્નો મુકીને રચ્યુંછે, તે એટલા સારૂં કે નાના વિદ્યાર્થીઓને સ્મૃતીમાં લેવાને સુતરૂં થઈ પડે. વળી સર્વે માસ્તરોને હમારી એવી વિનંતીછે કે દરેક પત્રોમાંના પ્રશ્નોમાંથી કોઇ કોઈ પ્રશ્ન દરેક છોકરાને લખાવી, તેમના જવાબ તેઓની પાસેથી લખાવી મંગાવવા; કે જેથી છોકરાઓને પોતાના મનની કસરતથી અને ચાલવણીથી પોતે મજકુર લખવાની શક્તી વધે અને યાદદાસ્તી મજબુત રહે.

આ સૂક્ષ્મ ગ્રંથ આગળ એક ભાગમાં છપાવી, પ્રથમ પ્રગટ કર્યો હતો. અને તેમાં ઈ. સ. ૧૮૭૦ સુધીનું તમામ વર્ણન આપ્યું હતું. ત્યારબાદ ઈ. સ. ૧૮૭૩ માં જ્યારે એ ગ્રંથની બીજી આવૃતી છપાવી, ત્યારે તેમાં ત્રણ વર્ષનું બીજું વર્ણન વધાર્યું હતું. પણ હાલમાં કેટલાક માસ્તરોની સલાહ ઉપરથી એના બે ભાગ કરવામાં આવ્યા છે, અને તેમાંનો આ પ્રથમ ભાગ છપાવી બહાર પાડવામાં આવ્યો છે. એમાં અકબર બાદશાહે ઈ. સ. ૧૫૭૨ માં ગુજરાત પ્રાંત સર કીધો, ત્યાં સુધીનું માત્ર વર્ણન આપેલું છે. બીજું, બીજા ભાગને માટે અનામત રાખ્યું છે, તે જરૂર પડશે, તો આગળ છપાવી પ્રગટ કરવામાં આવશે. આ ઇતિહાસની સમાપ્તિએ સર્વ રાજાઓના નામની ટીપ અને તેઓના રાજ્યની મુદત આપવામાં આવીછે. તથા તેની પછવાડે ગુજરાતના પેહેલા વર્ગના સંસ્થાનોની ઇસ્મારી અને ભરતખંડમાં થઇ ગયેલા બ્રીટીશ સર સુબાના નામની મુદતવારી ટીપ આપી છે.

# અનુક્રમણીકા.

---

## ભાગ ૧ લો.

# ગુજરાતનો સંક્ષિપ્ત ઈતિહાસ

---

## ભાગ ૧ લો.

### પત્ર ૧ લો.

પ્રિય ભાઈ

તમે સારી પેઠે જાણોછો, કે મને મારા અભ્યાસના વધારા ખાતર આપણા પ્રિય કુટંબથી વિયોગ પાડી હાલ મુંબઈ જઈ વસવું પડ્યુંછે, અને હવે કેટલાક મહીના સુધી આપણી મુલાકાત થાય એવું નથી, પણ મારો એવો વિચાર છે કે તમારા અભ્યાસમાં કંઈ પણ મદદ કરવી-તે માટે પત્રદ્વારે ગુજરાતના ઈતિહાસનું સાધારણ અને જાણવાજોગ વર્ણન લખવાનું હું શરૂ કરૂંછું. અને હું ઉમેદ રાખુંછું, જે તેથી તમને સારો ફાએદો થશે. કારણ કે દરેક પત્રની સમાપ્તીએ હું થોડા પ્રશ્ન મુકવાનોછું જેના જવાબ તમારે શોધી કહાડવા અને ત્યાર પછી કોઈ સારા વિદ્વાન પાસે પુછાવી જોવા; કે તેથી તમારા મનની ખાતરી થાય.

હવે તમે એટલું તો જાણોછો કે, આપણો ગુજરાત દેશ હિંદુસ્તાનની પશ્ચિમમાં ઘણો રસાળ પ્રાંતછે, જેની ઉત્તરે મારવાડ તથા કંઈ મેવાડનો મુલક; પશ્ચિમે ક-

કચ્છનું રણ તથા અર્બિસમુદ્ર; દક્ષિણે પણ અર્બિસમુદ્ર તથા થાણા જીલ્લો, અને પુર્વે માળવા, ખાનદેશ અને કંઈ મેવાડનો મુલુક છે. એ દેશની લંબાઈ આસરે ૩૦૦ મૈલ અને પોહોળાઈ ૧૮૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ આસરે ૪૮૧૦૦ મૈલ છે, અને વસ્તી આસરે ૬૫૦૦૯૦૦ માણસની છે.

ગુજરાતની જમીન મધ્ય ભાગે ઘણું કરીને કાળી, ગોરાડુ અને સપાટ છે. તથા મહીકાંઠા, પાળણપુર અને એ દેશની પુર્વ તથા ઇશાનખુણામાં ડુંગરો તથા ઝાડી ઘણી છે તોપણ એ દેશની ભુમી રસાળ અને નદી સરોવરે ભરપૂર છે, અને તેમાં સર્વ જાતના ધાન્ય તથા ગળી કપાસ, મીઠું, તમાકુ, અફીણ અને કરીઆણાં વગેરે વેપારની ઉપયોગી ચીજો બહોળી પાકેછે. તેમાંથી રૂ તથા કરીઆણાં વિલાયત જાયછે, અને કિનખાબ, મશરૂ વગેરે આર્બસ્થાન તથા ઇરાન જાયછે.

ગુજરાત પ્રાંતના રાજકિય ભાગ ૧૧ કરવામાં આવેલા છે તેમાં અંગ્રેજી રાજ્યના ચાર ભાગ છે, તે જીલ્લા નામથી ઓળખાય છે. નાના નાના દેશી રજવાડા જોડીને જે પાંચ ભાગ કર્યા છે, તે ઇલાકા અથવા એજનસી એવા નામથી ઓળખાય છે, અને બીજા તે શીવાય બે મોટા રજવાડા છે, તે દરેકને આખો ભાગ ગણી, સંસ્થાન નામ આપેલું છે. એ રાજકિય ભાગના મુખ્ય શેહેરો નીચે પ્રમાણે છે.

| રાજકિય ભાગ. | મુખ્ય શેહેરો. |
|---|---|
| ૧ અમદાવાદ જીલ્લો | અમદાવાદ |
| ૨ ખેડા જીલ્લો | ખેડા |
| ૩ ભરૂચ જીલ્લો | ભરૂચ |
| ૪ સુરત જીલ્લો | સુરત |
| ૫ કાઠીઆવાડ એજન્સી | રાજકોટ, ભાવનગર, જુનાગઢ, નવાનગર, ધ્રાંગંદ્રા. |
| ૬ પાલનપોર એજન્સી | પાલણપોર, ડીશા, રાધણપોર. |
| ૭ મહી કાંઠા એજન્સી | ઈડર, સાદરા. |
| ૮ રેવા કાંઠા એજન્સી | નાદોદ, બારીઆ, લુણાવાડા, ગોધરા, દાહોદી, નારૂકોટ. |
| ૯ સુરત એજન્સી | વાંસદા, ધરમપૂર, સાચીન. |
| ૧૦ ગાયકવાડ સંસ્થાન | વડોદરા, પાટણ. |
| ૧૧ ખંભાતનું સંસ્થાન | ખંભાત. |

એ શીવાય બીજા જાણવા લાયક શેહેરો તથા બંદરો ઘણા છે. એ પ્રાંતમાં મુખ્ય નદીઓ નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી, ભાદર અને ભોગાવો છે, અને મુખ્ય ડુંગરો ગીરનાર, શેત્રુંજા, ચોટીલા અને તારંગા વગેરે છે.

વળી એ પ્રાંતના અમદાવાદ શેહેરમાં મશરૂ કિનખાબ અને રેશમી તથા સુતરાઊ વણાટ કામ સારાં થાય છે. તેમ કપડવંજમાં કાચના વાસણ અને સાબુ, પાટણમાં રંગરેજું તથા

માટીનાં વાસણ, સુરતમાં ભરત અને ખંભાતમાં અકીક વગેરે થાય છે.

આ પત્રમાં ગુજરાતની રચનાનું વર્ણન આપ્યું છે અને હવેના પત્રમાં ગુજરાતમાં થઇ ગયલા રાજાઓની કારકીરદીનું વર્ણન આપીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

૧—આપણો ગુજરાત દેશ હિંદુસ્થાનના ક્યા ભાગમાં છે, અને તેની ચતુર દિશાએ ક્યાં ક્યા મુલુક છે, તથા એની લંબાઈ, પહોળાઇ, ક્ષેત્ર ફળ અને વસ્તી કેટલી છે?

૨—એ દેશમાં જીલ્લા, ઇલાકા, અને સંસ્થાનો કેટલાં છે, અને તેઓનાં નામ શું?

૩—એ પ્રાંતમાં મુખ્ય શેહેરો, નદીઓ તથા પહાડો ક્યા ક્યાં છે?

૪—ગુજરાતમાં ક્યા ક્યા ધાન્ય તથા પદાર્થ ઊત્પન્ન થાય છે.

૫—એ દેશમાં હુન્નર કળાનાં કામો ક્યા શેહેરોમાં ચાલે છે?

પત્ર ૨ જો.

પ્રિય ભાઇ

ગયા પત્રમાં તો ગુજરાતની રચના અને જાણવા જોગ ઊત્પત્તીનું વર્ણન લખ્યું હતું. હવે આ પત્રમાં પૂર્વે ગુજરાતમાં રજપૂત વંશ કોણે સ્થાપન કર્યો, તથા ત્યારપછી શી શી ઊથલ પાથલ થઇ તે વિષેનું વર્ણન કરૂં છું.

અસલ ગુજરાતમાં રજપૂત વંશ કોણે સ્થાપ્યો, અને વિક્રમના ૮ માં સૈકા સુધીમાં કોણ કોણ રાજા થઇ ગયા, તે વિષે કંઇ માલમ પડતું નથી. પણ બૌધ તથા જૈન ધર્મના ગ્રંથોમાંથી માત્ર એટલું તો માલમ પડે છે, કે ગોહલવાડમાં ચમારડીના પહાડની તળાટીમાં ભાવનગરની પાસે જ્યાં કે હાલ વળા ગામ છે, તે જગોએ અસલ વલભી-પૂર નામે એક નગર હતું, અને ત્યાં શિલાદીત નામે રાજા રાજ્ય કરતો હતો. હાલમાં એ નગરનું ખંડીએર એકદમ નજરે પડે એવું નથી, તોપણ ત્યાં આગળ એક ઘેલો નદી વહેલો છે, તે જ્યારે ચોમાસામાં પૂર આવેછે, ત્યારે તે જગોની માટી ખોદાઇ જઇને જુના પાયા વગેરે ઘણા નિશાનીઓ નિકળી આવેછે, અને તે વખોગ ત્યાંની પીલુ-ડીઓમાં માહાદેવના બાણ તથા પોઠીઆ ખંડિત થએલા દીઠામાં આવેછે.

વળી એવું કહેવાયછે કે એ સિલાદીતની કચેરીમાં બૌ-ધ તથા જૈન ધર્મવાળા સાધુઓનો વાદવિવાદ થયો હતો, તેમાં બૌધવાળાનો જય થવાથી રાજા પણ બૌધ ધર્મી થયો હતો. પણ આગળ જતાં એનો ભાણેજ અથવા ભરૂચના રાજાનો છોકરો મૂળ નામે થયો, તેણે જૈન માર્ગનો સારી પેઠે અભ્યાસ કરીને બૌધ ધર્મવાળાને વાદમાં હરાવીને પો-તાના મામા શિલાદીતને પાછો જૈન ધર્મી કીધો; જૈધા વિદ્વાનોએ એ છોકરાને શૂરીની પદ્વિ આપી હતી.

વલભીપૂરના નાશ વિશે એક એવી ગપ ચાલેછે, કે એ શેહેરની પાસે ઈસાવળાના ડુંગર આગળ એક સાધુ પોતાના ચેલા સહિત આવી ઉતર્યો હતો, તેને તે ગામમાં કંઈ ભીક્ષા નહીં મળ્યાથી એક બદનો ઊંધો વાળી એવો શ્રાપ દીધો કે, એ ગામ પાયમાલ થશે: તેથી તે નગરનો નાશ થયો; એમ કેહેછે પણ એ વાત અસંભવિત છે.

પરંતુ એ ગામના નાશ વિશે એક બીજી સંભવિત વાત છે, તે એ કે; વલભીપૂરમાં મારવાડના પાલી શેહેરથી કોઈ કાકુ નામે વેપારી આવી વસ્યો હતો. તેની છોકરી પાસે એક જડાવ કાંસકી હતી, તે એક દિવસે રાજાની કુંવરીની દૃષ્ટીએ પડી. તે કાંસકી સિલાદીતે પોતાની કુંવરીની હઠને લીધે તેની પાસે બળાત્કારે લીધી. એ જુલમથી તે કાકુ ગુસ્સે થઈ કોઈ મ્લેચ્છ રાજા પાસે ગયો, અને તેને એક લાખ સોનૈયા આપવા કરીને શિલાદીતપર ચડાઈ કરાવી. જેમાં શિલાદીત મારેયો ગયો અને વલભીપૂરનો નાશ થયો. ઈ. સ. ૩૨૯

એ વલભીપૂરનો નાશ થયો તે વખતે સોમનાથનાં ચાવડા વંશના રજપૂત ઝીંઝુવાડાની થડમાં પંચાસરમાં આવી વસ્યા; અને તેઓએ ત્યાં ઈ. સ. ૬૯૬ ને સુમારે રાજ્ય સ્થાપન કીધું; તથા તેઓમાં જયશિખરી નામે રાજા થયો.

એ રાજાના વખતમાં કોઈ શંકર નામે કવિ હતો તે એક વખતે કલ્યાણી ગયો અને ત્યાંના સોલંકી વંશી ભુવડ

રાજાના દરબારમાં કેટલાંક કવિત કહીને પોતાના ગુજરાત દેશની ઘણી તારીફ કરી; જેથી તે રાજાનું મન ગુજરાત પર ચઢાઈ કરવા આકુળ વ્યાકુલ થયું. ત્યારપછી એણે પંચાસર ઉપર ચઢાઈ કરી અને આસરે બાર ગાઊને છેટે પડાવ કરીને લુટફાટ કરવા અને લોકોનાં બૈરાં છોકરાં પકડવા લાગ્યો પણ પાછલથી જયશિખરીના સાળા સુરપાળે શત્રુના માણસો વેરણ-છેરણ થયલા, તથા ગફલતમાં પડેલા જોઈ, એકાએક હલ્લો કરી તેઓનો પરાજય કર્યો.

ત્યાર પછી ભુવડ રાજાએ જાતે ચઢી આવીને એ શેહેરને ઘેરો ઘાલ્યો, અને બાવન દિવસ સુધી લડાઈ ચાલી. પણ તેમાં તેનું કંઈ ફાવ્યું નહીં. આખરે તેણે સુરપાળને ફોડવાની તદબીર કરી; પણ તે વ્યર્થ ગઈ. પછી ભુવડે ઉપરાચાપરી હલ્લા કરવા માંડયા, તેમાં ભટ નામના સેનાપતીએ જયશિખરીની ફોજને હઠાવી. એ વેળાએ જયશિખરીએ પોતાની હાર થતી જોઈને પોતાના સાળા સુરપાળને કહ્યું કે, તારી ગર્ભવંતી બેહેનને કોઇ નિર્ભય જગોએ મુકી આવ, કે જેથી મારો પુત્ર થાય તે મારૂં વેર લેઈ શકે. એ વાત સાંભળીને સુરપાળ પોતાની બેહેન રૂપસુંદરીને વનમાં મુકીને આવ્યો, ત્યારે જયશિખરી માર્યો ગયલો માલમ પડયો; તેથી તે લજવાઈને પોતાની બેહેન પાસે નહીં જતાં સારા અવસરની રાહા જોતો ગીરનારના પાહાડમાં ભરાઈ બેઠો.

આ પત્રમાં શિલાદીત તથા જયશિખરી ચાવડાનું વ-

ર્ણન કર્યું. હવેના પત્રમાં બીજા ચાવડા વંશના રાજાઓનું વર્ણન લખવામાં આવશે.

**લી૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

૧—વલભીપૂર કઈ જગાએ હતું અને ત્યાંનો રાજા કોણ હતો?

૨—વલભીપૂરના નાશ વિશે અસંભવિત તથા સંભવિત વાત કઈ છે?

૩—ત્યાર પછી ચવડા રજપૂતે ક્યાં, અને ક્યારે રાજ્ય સ્થાપન કર્યું!

૪—પંચાસરના રાજાનું નામ શું, અને તેનાપર કોણે ચઢાઈ કરી હતી? તથા તેનું શું પરીણામ થયું?

૫—જયશિખરીની રાણી અને સાળાનું નામ શું? અને તેઓની હકીકત શી થઇ?

પત્ર ૩ જો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં શિલાદીત તથા જયશિખરી વિશેનું વર્ણન આવી ગયું. હવે રાણી રૂપસુંદરીના વનવાસમાં શા હાલ થયા તે વિશેનું વર્ણન લખુંછું:—

એ રૂપસુંદરી કોઈ ભીલડાને ત્યાં રેહેતી હતી, ત્યાં તેને કેટલેક દાહાડે એક પુત્ર થયો; જેનું નામ એક શિલગુણસૂરી નામે જૈન સાધુએ વનરાજ પાડયું. પછી જ્યારે એ વનરાજ ૭ મહીનાનો થયો, ત્યારે એનો મામો સુરપાળ આવીને તેમને

ગીરનારના પાહાડમાં તેડી ગયો. વનરાજ જ્યારે ચૌદવ- ર્ષની ઊમરનો થયો ત્યારે પોતાના મામા સાથે બહારવટુ કરવા લાગ્યો, અને તેમાં જે જે લડાઇઓ થઈ, તેમાં તેણે ઘણું શૂ- રવીરપણું બતાવ્યું. અને પોતે રાજાજ હોય, તેમ પોતાના મા- ણસોને રાજ્ય કારભાર સોંપવા લાગ્યો. આગળ જતાં એક દિવસે કલ્યાણીના રાજાના માણસો ગુજરાતની ઉપજ તથા કાઠીઆ- વાડી ઘોડા લેઈને જતા હતા, તેમને એણે લુટીને મારી નાંખ્યા. ત્યાર પછી તેણે અણહિલવાડ (પાટણ) ઈ. સ. ૭૪૬ માં વસાવ્યું.

એને જ્યારે રાજ્યાભિષેક થયો ત્યારે કોઈ શ્રીદેવી નામે સ્ત્રી પાસે રાજ્ય ટીલક કરાવ્યું હતું; અને પ્રધાનવટી કોઈ ચાંપા નામે વેપારીને આપી હતી, જે એનો મીત્ર હતો. તથા એ શેહેરનું નામ અણહિલવાડ પાડવાનું કારણ એ હતું, કે કોઇ અણહિલ નામના ભરવાડે એ રાજાને એ જગાના જંગલનો માહિતગાર કીધો હતો. એ વનરાજ એ જગાએ ૬૦ વર્ષ રાજ્ય કરીને ઇ. સ. ૮૦૬ માં મરણ પામ્યો. ત્યારપછી એના વંશના એ ગાદીએ છ રાજા થઇ ગયા, તેઓનાં નામ વગેરેની વિગત નીચે પ્રમાણેઃ—

| રાજાનું નામ. | ક્યારે ગાદી એ બેઠો. | ક્યારે ઊઠયો. | કેટલાં વર્ષ રાજ્ય કર્યું. |
|---|---|---|---|
| યોગરાજ ......... | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ક્ષેમરાજ......... | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ભૂવડ (ભીમ)...... | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ ...... | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રત્નાદિત(રાવતસિંગ) | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંગ ... ... | ૯૩૫ | ૯૪૨ | ૭ |

એઓમાં યોગરાજ ઘણો શૂરો અને તીર મારવામાં ચપ-ળ હતો. એણે પોતાનું રાજ્ય ઘણું વધાર્યું અને બીજા રા-જાઓ વચ્ચે ગુજરાતના રાજાની ચોરમાં તુલના થયલી મટાડ-વાને ઘણી મેહેનત કીધી. પણ એના છોકરા ખેમરાજે પોતા-ના બાપની મનાઈ છતાં પાટણ સોમનાથને બંદરે વેપારીનાં વહાણો લુટયાં, તેથી એણે દલગીર થઇ તેને ઘણો ઠપકો દીધો; અને કહ્યું કે, મારા આબાજન્મારાની આબરૂ તેં ધુળ મેળવી.

એ સિવાય બીજા રાજાઓનાં વખતમાંની કંઇ જાણવા જોગ બીનાછે નહીં; પણ એ વંશનો છેલ્લો રાજા સામતસિંગ કરીને થયો, તે પ્રમાણીક નહોતો. એ રાજાની બેહેન લીલા-દેવી સોળંકી વંશના ભૂવનાદિત્યના છોકરા રાજવેરે પરણેલી હ-તી. તેને મૂળરાજ નામે એક છોકરો હતો. એ મૂળરાજને એકવાર સામતસિંગે દારૂના ઘેનમાં ખોળે બેસાડયો હતો; પણ પાછળથી ના કબુલ ગયો, તથી તેણે ફોજ જમા કરીને પોતાના મામાના ઊપર હલ્લો કર્યો. અને તેને મારીને પોતે ઈ. સ. ૯૪૨ માં ગાદીએ બેઠો.

આ પત્રમાં ચાવડા વંશની સમાપ્તી કરી. હવે એ રાજ્ય સોળકી વંશના હાથમાં ગયું, તેનું વર્ણન હવે પછીના પત્રમાં લખાશે.

**લાઠ તમારો શુભેચ્છુ બંધવ.**

૧—વનરાજ ક્યાં જન્મ્યો હતો અને એણે બહાદુરીના ક્યાં કામ કીધાં?

૨—વનરાજે કયું શેહેર વસાવ્યું, અને તે કયા સાલમાં?

૩—એણે રાજ્યાભિષેક કરાવ્યો ત્યારે કોહોની પાસે રાજ્ય ટીલક કરાવ્યું, અને પ્રધાન કોહોને બનાવ્યો?

૪—વનરાજે એ શેહેરનું નામ અણહિલવાડ શામાટે પાડયું?

૫—એ રાજા કેટલાં વર્ષ રાજ્ય કરીને મરણ પામ્યો?

૬—એ ગાદીએ એના પછી બીજા કેટલા રાજા થઇ ગયા, તેમાંના દરેકનું નામ શું અને તેણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું?

૭—એ રાજાઓમાં યોગરાજ કેવો રાજા થઇ ગયો અને તેના વખતમાં કઈ જગાએ અને કોણે વેપારીના વહાણ લુટયાં હતાં?

૮—એ વંશના છેલ્લા રાજા સામતસિંગના હાથમાંથી એ રાજ્ય કોહોના હાથમાં ગયું? અને તેનું કારણ શું?

પત્ર ૪ થો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ચાવડા વંશના રાજાઓનું ઈ. સ. ૭૪૬ થી ૯૪૨ લગીનું વર્ણન ગયું હવે આ પત્રમાં સોળંકીવંશના રાજાઓનું ઈ. સ. ૯૪૨ થી તે ૧૦૨૬ સુધીનું વર્ણન લખું છું.

એ મૂળરાજ ગુજરાતની ગાદીએ બેઠો, ત્યારે આસપાસના રાજાઓએ અદેખાઇથી તેના ઉપર સ્વારી કરી. તેમાં પ્રથમ અજમેરના રાજાએ ચઢાઇ કરી, તથા તેની સાથે તેલંગણ-

આ રાજાએ પોતાના સેનાપતી બાર્પને મોકલ્યો. એ વખતે મૂળરાજે વિચાર કર્યો કે, બંનેને પોહોંચી શકવું મુશ્કેલ પડશે. માટે અજમેરના રાજાને કંઈક આપી પાછો ફેરવ્યો, અને તૈલપદેવના લશ્કરપર હુમલો કર્યો. તેમાં સેનાપતી બાર્પ માર્યો ગયો, અને તેનું લશ્કર નાસી ગયું.

ત્યારપછી મૂળરાજે સોરઠ ઉપર ચઢાઈ કરીને ત્યાંના રાજાને પોતાની આણ મનાવી, અને કચ્છના રાવ લાખાને માર્યો. એ લડાઈમાંથી આવ્યા પછી એને ચામુંડ નામે એક પુત્ર થયો.

એ કુંવર મોટો થયો ત્યારે એનો બાપ સિદ્ધપુરમાં રૂદ્રમાળનું મોટું દેહેરૂં બંધાવતો હતો, ત્યાં જઈને બેસતો. ત્યાં એણે મહાભારતની કથામાં મોટા મોટા જોદ્ધાઓનું વર્ણન સાંભળ્યું, તેથી પોતાને કંઈ પરાક્રમ કરવાની ઇચ્છા થઈ. અને આસપાસ જતાં એણે નર્મદા કાંઠાનો મુલુક જીતી લીધો. ત્યાર પછી મુળરાજ ઈ. સ. ૯૯૭ માં પોતાના છોકરા ચામુંડને રાજ્ય સોંપી પોતે તિર્થ કરવા નિસર્યો.

એ ચામુંડ રાજાના વખતમાં મહમદ ગીઝનવીએ ૩૦,૦૦૦ સ્વાર સહિત ગુજરાતપર સ્વારી કરી. તે વખતે એ રાજા ત્યાંથી સટકી ગયો. અને પછી મહમદ થોડા દિવસ પાટણમાં રહીને સોમનાથપર ચઢી આવ્યો, પણ એ તિર્થનું રક્ષણ કરવાને ઘણાએક દેશનાં રાજા એકઠા થયા હતા, તેથી ત્રીજે દિવસે મહમદ પોતે ચડ્યો. પણ તે વખતે ગુજરાતના રાજા

ચામુંડનો પાટવી કુંવર વલભસેન તથા તેનો ભત્રીજો ભીમદેવ આવી પોહોંચ્યા હતા. એ ભીમદેવે લડાઈમાં ૩,૦૦૦ મુસલમાનોને કાપી નાંખ્યા. તે જોઈ મહમદે ઘોડાપરથી ઉતરી ઈશ્વરની પ્રાર્થના કરીને અને પાછો ઘોડાપર ચઢીને પોતાના લશ્કર પાસે એકદમ હલ્લો કરાવ્યો. તેમાં રજપૂતો હાર્યા, અને મહમદ શેહેરમાં પેઠો. પછી એના દીઠામાં સોમનાથનું દેહરું આવ્યું, તેમાં તે પેસો, અને સોમેશ્વર મહાદેવનું લીંગ તોડવાની આગ્ના કરી. તે વખતે બ્રાહ્મણોએ કરગરીને કહ્યું કે જો તમે લીંગ નહીં તોડો, તો ઘણું દ્રવ્ય આપીએ. પણ મહમદ વિચારીને બોલ્યો કે મારે તો મુર્તિ વેચવાની કિર્તિ કરતાં ખંડિત કરવાની કિર્તિ લેવીછે. એમ કહીને પોતેજ પ્રહાર કર્યો અને તેના ચાર કટકા કરીને તેમાંના બે ગીઝની મોકલી ત્યાંની જુમામશીદમાં ચણાવ્યા; તથા એક મક્કે અને બીજો મદીને મોકલ્યો.

એ સોમેશ્વરના દેહેરા વિશે એવું કહેવાયછે કે, તેમાં છપન થાંભલાનો રંગમંડપ હતો, અને તેની વચમાં સોમેશ્વનું લીંગ આઠ હાથ ઊંચું હતું, જેના માથા ઊપર ઝવાહીરના જડેલા છ થાંભલાવાળું એક છત્ર હતું; જેથી એક દીવો ઝળગાવે આખા મંડપમાં ઝળાં ઝળાં અજવાળું થઈ રહેતું હતું. વળી એવું કહેવાયછે કે, એ દેહેરાના ખરચને માટે ૨,૦૦૦ ગામ ભેટ મળેલાં હતાં, અને નિત્ય ત્યાં પાઠ પુંજા કરવાને ૨,૦૦૦ બ્રાહ્મણ રેહેતા હતા. વળી નૃત્ય કરવાને

૫૦૦ રામજણી અને ૩૦૦ ગવૈયા હતા. એ તિર્થ ઉપર ગ્રહણ થવાનું હોય, ત્યારે બે ત્રણ લાખ માણસોનો મેળો ભરાતો હતો. જેના માથાં મુડવાને ૩૦૦ તો હજામ રહેતા હતા વળી એ લીંગને સ્તાન કરાવવા સારૂ દર રોજ ગંગા નદીનું પાણી ૫૦૦ ગાઉ દૂરથી ડાક રાખી લાવવામાં આવતું હતું.

મહમદ આ દેહેરૂં લુટીને ત્યાંથી સાઠ કોશ દૂર ગંદાબાના કિલ્લા તરફ ગયો; કેમકે ત્યાં ભીમદેવ ભરાઈ બેઠો હતો. મહમદનું આવવું જોઈને તે ત્યાંથી નિકળી નાઠો. પછી મહમદે એ ગામમાં બહુ જુલમ કરીને કંઈક લોકોને લુટીને મારી નાંખ્યા. અને બેરી છોકરાં હાથમાં આવ્યાં તેમને કેદ કરી લઈ ગયો. ત્યાર પછી એણે સઘળું ચોમાસું પાટણમાં કહાડયું. તે વખતે એ દેશની ભૂમી રસાળ અને તેની સુખદાયક હવા જોઈને, ગીઝનીનું રાજ્ય પોતાના છોકરા મસાઉદને સોંપી, પાટણમાંજ રહેવાનું મન થયું. તથા લંકા અને પેગુથી હીરા મંગાવવાને વહાણ તૈયાર કરવાનો વિચાર કીધો; પણ એ સઘળો વિચાર એના પ્રધાને સમજાવીને ફેરવી નાખ્યો. તેથી ગુજરાતનું રાજ્ય ચામુંડના બીજા છોકરા દુલભસેનને સોંપીને તથા ખંડણી બેસાડીને પોતે ગીઝની તરફ ફર્યો. પણ જે રસ્તે એ ગુજરાતમાં આવ્યો હતો, તે રસ્તો અજમેરનો રાજા વિશળદેવ તથા ઊપર લખેલા નાગરાજનો દીકરો ભીમદેવ રોકી બેઠા હતા, તેથી તેને સિંધના રણને રસ્તે જવું પડયું. જ્યાં કે તે લોકો ત્રણ દિવસ સુધી ભુખ્યા તરસ્યા આડાઅવળા અથડાયા હતા.

આ પત્રમાં ચામુંડ રાજાની વખતમાં મુસલમાનોએ સ્વારી કરી તે વિશેનું વર્ણન આપ્યુંછે; તે તમે સારી રેડ ધ્યાનમાં રાખશો. હવેના પત્રમાં દુર્લભસેન તથા ભીમદેવનું વર્ણન આવશે.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

૧—મૂળરાજ ગાદીએ બેઠા તે વખતે કોણ કોણ ચઢી આવ્યા, અને તેનું પરીણામ શું થયું ?

૨—ત્યારપછી એ રાજાએ ક્યાં જઈ પોતાની આણ વરતાવી, અને તે વખતે કોહોને માર્યો ?

૩—એ રાજાના છોકરાનું નામ શું અને તેણે એના છતાં શું પરાક્રમ કીધું હતું ?

૪—મૂળરાજે કેટલાં વર્ષ રાજ્ય કર્યું, અને પછી કોહોને સોંપ્યું ?

૫—એ ચામુંડ રાજાના વખતમાં ગુજરાતપર કોણે સ્વારી કરી હતી અને તેનું પરીણાંમ શું થયું ?

૬—સોમનાથના દેહેરાની રચના તથા મહીમા કેવો હતો ?

૭—મહમદ એ દેહેરૂં લુટવા પછી કયા કિલ્લાપર ગયો હતો અને ત્યાં શું કર્યું ?

૮—મહમદ ગુજરાતમાં ક્યાં લગી રહ્યો અને તે વખતે તેને શો વિચાર થયો હતો ?

૯—મહમદ સ્વદેશ ગયો, ત્યારે ગુજરાતનું રાજ્ય કોહોને સોંપી ગયો ?

૧૦—એ સ્વદેશ કયે રસ્તે ગયો, અને તેના શા હાલ થયા ?

પત્ર ૫ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઈ સ ૯૪૨ થી તે ૧૦૨૬ સુધી મૂળરાજ અને ચામુંડ વિશેનું વર્ણન ગયું; હવે આ પત્રમાં ઈ. સ. ૧૦૨૬ થી તે ૧૦૯૪ સુધીમાં જે રાજાઓ થઈ ગયા તેનું વર્ણન કરૂં છું

એ દુલભસેને ગુજરાતનું રાજ્ય નિતિથી ચલાવીને દેશની આબાદાની વધારી. એ તથા એનો ભાઈ નાગરાજ મારવાડના મહેંદ્ર રાજાની બેહેનો સાથે પરણ્યા હતા; તેમ એમની બેહેન મહેંદ્ર રાજા સાથે પરણાવી હતી.

દુલભસેન થોડા વર્ષ રાજ્ય કરી પોતાના ભત્રીજા ભીમદેવને રાજપાટ આપી પોતે ધર્મ સાધવા ગયો.

ભીમદેવ મહાબળીઓ અને બાણાવળી હતો. તેણે સિંધના તથા ચીન્દીના રાજાને જીતીને ત્યાં પોતાની આણ વરતાવી; અને માળવામાં જગત પ્રસિદ્ધ ભોજ રાજા રાજ્ય કરતો હતો, તેની સાથે એને કટાકટી ચાલતી હતી. ભીમદેવે જ્યારે સિંધ ઉપર ચઢાઈ કરી હતી, ત્યારે ભોજ રાજાએ પોતાના સેનાપતી કુલચંદ્રને ગુજરાત જીતવાને મોકલ્યો હતો. પણ તે પાટણ લુટીને પાછો ફર્યો. તેમ એક દિવસ ગુજરાતના લશ્કરે ધારા નગરીની બાહાર કોઈ દેવીની પુંજા કરવા જતાં રાજા ભોજને સપડાવ્યો હતો. જેમ ભોજ રાજા દાનેશ્વરી ગણાતો હતો, તેમ ભીમદેવ શૂરવીર કેહેવાતો હતો.

એ સમયે ચંદ્રાવતી નગરીનો ગંદુરાજ પરમાર જે આબુ ઊપરના અચળેશ્વરના ગઢ ઊપર રાજ્ય ચલાવતો હતો; તે ગુજરાતના રાજા ભીમદેવની આણમાંથી છુટીને ભોજરાજાની પક્ષમાં પૈઠો હતો. ત્યારપછી ભોજ રાજાની કિર્તિ સાંભળીને કાશીનો રાજા રાજ્યકરણ ચઢી આવ્યો, જેની આણ ૧૩૬ રાજા ઊપર ચાલતી હતી. એ રાજ્યકરણે પેહેલાં ગુજરાતના રાજા ભીમદેવને મળી એવી સલાહ કરી કે, એક તરફથી માળવાપર તું હલ્લો કર ને બીજી તરફથી હું કરૂં. પણ એવી સલાહ થતાં પેહેલાં ભોજ રાજાના મરણ વિશેની ખબર મળી, તેથી રાજ્યકરણે એક દમ ધારા નગરીમાં પેસી જઇને ભંડાર લુટી લીધો. એ લુટમાંથી ગુજરાતના વકીલ ડામરે ભીમદેવની તરફથી એ લુટનો અર્ધો ભાગ માગ્યો, પણ તેમાં એવો ઠરાવ થયો કે હવે પછી જે માળવાની ઊપજ આવે તે બધી ભીમદેવ લે.

એ રાજા ભીમદેવ ઈ. સ. ૧૦૭૨ માં પોતાના છોકરા કરણને પાટે બેસાડી પોતે ધર્મ સાધવા ગયો. એ શરીરે ઊંચો હતો, એનું મોહોં શામ વર્ણનું પણ કાંતીવંત હતું તથા એના શરીરપર વાળ ઘણા હતા. એ રાજાને સૌ મળી ચાર છોકરા હતા. તેમાં ઊદયામતીના પેટનો રાજા કરણ, અને ખેમરાજ તથા મૂળરાજ બીજી રાણીઓના પેટના હતા.

એ કરણ રાજા ગાદીએ બેઠા પછી ગુજરાતની બંધણી

ભિચરાવવા નિકળ્યો હતો, તે વખતે જે લાકો ચોરીઓના કામ કરતા અને ઘણા જંગલી હતા તેમને વશ કીધા. એ રાજા દક્ષિણમાંના ચંદ્રપુરના રાજા રાજકેશીની દીકરી મીનળદેવી સાથે પરણ્યા હતા. એ પટરાણીને એક પુત્ર થયા તેનું નામ સિદ્ધરાજ જયસિંહ પાડયું હતું.

જ્યારે રાજા કરણ ઈ. સ. ૧૦૯૪ માં મરી ગયા ત્યારે સિદ્ધરાજ જયસિંહ પાટે બેઠા. પણ તે ઘણા નાહાની ઉમરનો હતો તેથી તે મોટો થયો ત્યાંસુધી તેની મા મીનળદેવીએ રાજ્ય ચલાવ્યું, એ રાણીએ વીરમગામમાં મનસર અને ધોળકામાં મલાવ એવાં બે તળાવો બંધાવ્યાંછે.

હાલ તરત આટલી બીના લખી પત્ર પુરા કરૂંછું, અને મારા આવતા પત્રમાં હવે ઈ. સ. ૧૦૯૪ થી તે 1143 સુધીનું સિદ્ધરાજ જયસિંહનું વર્ણન લખીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

૧—દુલભસેને ગુજરાતનું રાજ્ય કેવી રીતે ચલાવ્યું હતું ?

૨—દુલભસેન તથા એના ભાઈ ક્યાં પરણ્યા હતા ?

૩—એ રાજા ધર્મ સાધવા ગયા ત્યારે પાટે કોહોને બેસાડયો ?

૪—ભીમદેવે ક્યાંના રાજાઓપર પોતાની આણ વરતાવી.

૫—ભીમદેવે જ્યારે સિંધપર ચઢાઈ કરી ત્યારે પાટણ શેહેર કોણ લુટી ગયું ?

૬—એ વખતે કયો રાજા ભીમદેવની આણમાંથી છુટીને ભોજની પક્ષમાં પેઠો ?

૭—ભોજ રાજાની કિર્ત્તિ સાંભળીને એનાપર કયો રાજા ચઢી આવ્યો હતો અને તેણે ભીમદેવ સાથે શી મસલત કીધી હતી ?

૮—પણ એટલામાં ભોજરાજાની શી હકીકત થઈ અને તેથી તે ચઢાઈનું શું પરીણામ નિપજ્યું ?

૯—એ લુટ કર્યા પછી બંને રાજાઓ વચ્ચે શો ઠરાવ થયો ?

૧૦—ભીમદેવે રાજપાટ ક્યારે છોડયું અને તે કોહોને સોંપ્યું ?

૧૧—ભીમદેવને કેટલા છોકરા હતાં, અને તેઓના નામ શું ?

૧૨—કરણ રાજાએ એના વખતમાં ક્યા લોકોને નરમ પાડયા હતા ?

૧૩—એ રાજા કોહોની છોકરી સાથે પરણ્યો હતો ?

૧૪—કરણ રાજા ક્યારે મરી ગયો અને તેના પછી રાજ્ય કોહોને મળ્યું ?

૧૫—સિદ્ધરાજ નાહાનો હોવાથી તેનું રાજ્ય કોણ ચલાવતું હતું ?

૧૬—મીનળદેવીએ ક્યાં ક્યાં તળાવ બંધાવ્યાંછે અને તેમનાં નામ શું ?

## પત્ર ૬ ઠો.

પ્રિય ભાઇ

ગયા પત્રમાં ઇ. સ. ૧૦૨૬ થી ૧૦૯૪ સુધીનું વર્ણન આપ્યું, તેમાં દુર્લભસેન, ભીમદેવ અને રાજા કરણ સિંહનું વૃત્તાંત ગયું, હવે આ પત્રમાં ઇ, સ. ૧૦૯૪ થી ૧૧૪૩ લગીનું વર્ણન કરૂં છું.

ગયા પત્રમાં લખ્યું કે સિદ્ધરાજ જયસિંહ નાહાની ઊમરનો, તેથી તેની મા મીનળદેવી રાજ્ય કારભાર ચલાવતી હતી. તે એક સમયે પોતાનું રાજ્ય પ્રધાનને સોંપીને પોતાના છોકરાને સાથે લઇ નર્મદા તરફ ગઇ હતી; તે વખતે માળવાના રાજા યશોવર્માએ પાટણ ઊપર ચઢાઇ કરી, પણ પ્રધાને તેને કંઇ ધન આપી પાછો કહાડયો; તે વાત સિદ્ધરાજ નાહાનો હતો છતાં તેને ગમી નહીં, તેથી તેણે માળવા સર કરવાનો નિશ્ચય કર્યો. પણ એ વખતે પાટણમાં સહસ્ત્ર લીંગ નામે સરોવર બંધાવા માંડયું હતું તે પૂરૂં થયું ત્યાંસુધી જવાયું નહીં. પણ પછી બાર વર્ષ સુધી લડ્યો, અને આખરે ધારાનગર લીધું. ત્યારપછી શ્રીસ્થળમાં મુળરાજે જે દેહેરૂં બંધાવ્યું હતું તે તેણે સમરાવ્યું,, અને તેનું નામ શ્રીસ્થળ બદલીને સિદ્ધપુર પાડ્યું.

એ સિદ્ધરાજનો વિવાહ કોઇ રાણીકદેવી નામે કંન્યા સાથે થયો હતો. તે કંન્યાને સોરઠ દેશનો રાજા હરી લઇ ગયો અને પરણ્યો. તે ઊપરથી સિદ્ધરાજે જુનાગઢપર

ચઢાઈ કરીને સોરઠના રાજા રાખેંગારને મારીને પોતાના કોઈ સજ્જન નામે પુરૂષને સોરઠનો સુબો ઠરાવ્યો. એ વખતે રાણીકદેવી હાથ આવી તો ખરી, પણ તે સિદ્ધરાજના દેખતાંજ વઢવાણમાં સતી થઇ બળી મુઇ. ત્યાર પછી સિદ્ધરાજે સિંધ ખાંગસ્તાનનો મુલક તથા કચ્છ દેશ સર કરી લીધો. વળી ચંદબારોટ એવું કહેછે કે એણે કનોજના રાજા સાથે ઘણીવાર લડાઇ કરી, અને કર્ણાટકથી તે હિંમાલય સુધી બાવીસ રાજાને પોતાની આણ મનાવી. એ રાજા ૪૯ વર્ષ રાજ્ય કરીને ઈ. સ. ૧૧૪૩ માં મરણ પામ્યો.

એ રાજા મહા પ્રતાપી હતો તથા વિદ્વાન અને હુનરી લોકોને આશ્રય આપીને વિદ્યા તથા હુન્નરની વૃદ્ધિ કરતો હતો. વળી પોતાની પ્રજાના સુખને અર્થે તેણે વાવ, કુવા, અને તળાવો બંધાવ્યાં હતાં. એના વખતમાં એક હિમાચાર્ય નામે મોટો પંડિત હતો, તેણે હિમકોશ, હિમ વ્યાકરણ વગેરે ઘણા સર્વોપયોગી ગ્રંથો બનાવ્યાછે. એ રાજાને માત્ર એક છોકરી હતી તે જેસલમેરના રાણા વિજયરાજ વેરે પરણાવી હતી.

એ રાજાના મરણ પછી એની ગાદીએ એના પિત્રાઇના વંશમાંનો કોઇ કુમારપાળ નામે પુરૂષ બેઠો. એ કુમારપાળ વિષે કોઈ સામુદ્રિકીએ સિદ્ધરાજને અગાઊ કહ્યું હતું કે એ તમારી પાટે બેસશે. તે ઊપરથી એ સિદ્ધરાજે દ્વેષ રાખી તેને મારીનાખવાની વેતરણ કરી હતી; પણ તે વાત જાણી કુમારપાળ જોગીનો વેશ લેઇ નાસી ગયો

હતો. એની પાછળ રાજાએ મારા મોકલ્યા હતા, જેના હાથમાંથી દેથલીમાં એક કુંભારે એકવાર બચાવ્યો, અને બીજીવાર કોઇ ખેડુતે બચાવ્યો હતો. પછી તે ત્યાંથી નાસીને ખંભાતમાં પોતાના મિત્ર ઉદાયન પાસે આવ્યો. અહીંયાં એને હિમાચાર્ય મળ્યા. તેણે એને કહ્યું કે તને રાજ્ય પ્રાપ્ત થશે. પછી તે ઉદાયન મંત્રી પાસેથી થોડું દ્રવ્ય લેઇને માળવે જઈ રહ્યો હતો, તે આ વખતે સિદ્ધરાજના મરણની ખબર મળ્યાથી પાટણમાં આવ્યો.

પણ સિદ્ધરાજે મરતી વખતે કારભારીઓ પાસે એવું વચન લીધું હતું કે મારી ગાદીએ કુમારપાળને બેસાડવો નહીં. તોપણ એ રાજાના સેનાપતી કહાનદેવની જોડે એ કુમારપાળની બેહેન પ્રેમળદેવી પરણી હતી, તેથી તેના આશ્રય વડે એ ગાદી કુમારપાળને મળી. એ વખતે એની ઉમર પચાસ વર્ષની હતી અને ઘણો રખડવાથી તે સારો અનુભવી થયો હતો.

આ પત્રમાં ઈ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધીનું સિદ્ધરાજ જયસિંહ વિષેનું વર્ણન આપ્યું, હવે આવતા પત્રમાં ઘણું કરીને કુમારપાળ, અજેપાળ અને બાળમુળરાજ વિષેનું વર્ણન કરીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

૧-સિદ્ધરાજ અને એની મા જ્યારે નર્મદા તરફ ગયા

હતા ત્યારે પાટણપર કોણે ચઢાઇ કરી હતી, અને તેનું પરીણામ શું થયું?

૨—પણ એ વાત સિદ્ધરાજને ખબર થવાથી તેણે શા ઠરાવ કીધા?

૩—પછી સિદ્ધરાજે માળવાપર ક્યારે ચઢાઈ કરી, કેટલાં વર્ષ લડાઇ ચાલી અને આખરે તેનું પરીણામ શું થયું?

૪—વળિ એ સિદ્ધરાજે સોરઠપર શું કરવા ચઢાઇ કરી અને તેનું પરીણામ શું થયું?

૫—એ વખતે રાણીકદેવીએ શું કીધું?

૬—ત્યારપછી સિદ્ધરાજે બીજા ક્યા દેશ સર કીધા અને એને વિશે ગ્રંથકારો શું કહેછે?

૭—એ સિદ્ધરાજ ક્યારે મરણ પામ્યો અને કેટલાં વર્ષ રાજ્ય કરીને!

૮—એ રાજાના વખતમાં ક્યો મોટો પંડિત હતો!

૯—એના પછી એની ગાદીએ કોણ બેઠો અને કોહોની સાહેતાથી?

૧૦—એ વખતે કુમારપાળ કેટલાં વર્ષનો હતો?

પત્ર ૭ મો.

પ્રિય ભાઇ

ગયા પત્રમાં ઈ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધીનું વર્ણન આપ્યું હતું, હવે આ પત્રમાં ઇ. સ. ૧૧૪૩ થી તે ૧૧૭૯ સુધીનું વર્ણન લખુછું.

એ કુમારપાળે ગાદીએ બેસતાંજ પોતાના મિત્ર ઉદાયનમંત્રીના છોકરા વાગ્ભટને પ્રધાનપદી આપી તથા આગાઉના પોતાના જાન બચાવનારા કુંભાર અને ખેડુને સુખી કર્યા. પણ તે વખતે ઉદાયનમંત્રીનો એક બીજો છોકરો વાહડ નામે હતો. તે કુમારપાળની આજ્ઞા નહીં માનીને નાગોરના રાજા પાસે ગયો, અને તેને ઉશ્કેરીને ગુજરાત પર ચઢાઈ કરાવી એ વેળાએ કુમારપાળને તાબે અઢાર દેશના રાજા હતા. તેમાંનો કચ્છનો રાજા, આબુનો વિક્રમ-સિંહ વગેરે કેટલાએક રાજા અને કાજીનું લશ્કર કુમાર-પાળની મદદે આવ્યું હતું. ત્યારપછી લડાઇ થઇ તેમાં નાગોરના રાજાના લશ્કરમાં ભંગાણ પડ્યું અને તે જોઈને નાગોરનો આન રાજા પોતે રણભૂમીપર આવ્યો. પછી બને રાજાનું યુદ્ધ ચાલતું હતું એટલામાં કુમારપાળનું બાણ આન રાજાને વાગ્યું, તેથી તે મુર્છિત થયો, ને તેથી કુમારપાળનો જય થયો. ત્યારપછી આન રાજાએ હાથી, ઘોડા વગેરે કુમારપાળને ભેટ કર્યા, અને પોતાની કુંવરી જલનાને તેની વેરે પરણાવી.

એવામાં કુમારપાળને ખબર આવી કે, આપણા સરદાર વિજયસામંત અને કૃષ્ણસામંતને ઉજ્જનના રાજાના લશ્કરને ગુજરાતમાં આવતું રોકવાને મોકલ્યા હતા, તેઓ તેની પક્ષે ફરી ગયા, તેથી ઉજ્જનનું લશ્કર ગુજરાતમાં પેસીને પાટણ ઉપર આવેછે. તે ઉપરથી કુમારપાળ લશ્કર લઇને

તેની સામે ગયો, અને માળવાના રાજાનો પરાજય કરીને પાછો સ્વદેશ આવ્યો.

ત્યારપછી કુમારપાળે પ્રબ ભાટને મ્હોઢેથી કોકણના રાજાની કિર્ત્તિ ઘણી સાંભળી તેથી ઊદાયનમંત્રિના છોકરા અમરભટને ફોજ આપી ત્યાં મોકલ્યો. પણ ત્યાંના રાજા મલીકાઅર્જુને તેને હરાવીને પાછો કાઢયો. ત્યાર પછી ફરીથી બીજીવાર ઘણી ફોજ આપીને મોકલ્યો, તે વખતે અમર ભટે કલાવીણી નદી ઊપર પુલ બાંધી પોતાનું લશ્કર ઊતાર્યું. પછી લડાઈ થઇ તેમાં મલીકાઅર્જુન માર્યો ગયો, અને તેની રાજધાની અમરભટે લુટી લઇને પોતાના રાજા કુમારપાળની આણ વર્તાવી

એ રાજાને ઈ. સ. ૧૧૭૪ માં એના ભાઇ મહીપાળના દીકરા અજેપાળે ઝેર દઈને માર્યો, અને તે પોતે ગાદીએ બેઠો. એ કુમારપાળે ૩૧ વર્ષ રાજ્ય કર્યું. અને વિદ્વાનોને સારો આશ્રય આપી મહા પ્રતાપી કેહેવાયો.

એ અજેપાળ વૈષ્ણવ ધર્મિ હતો, તેથી ગાદીએ બેસતાંજ જૈન ધર્મિપર ઘણો જુલમ કરવા લાગ્યો અને વળી કોઈ કપરડીમંત્રી નામે કુમારપાળનો માનીતો હતો, તેને પેહેલી પ્રધાનવટી આપીને પછવાડેથી જુઠું આળ મુકીને નિર્દય રીતે મારી નાંખ્યો. એ શિવાયે એક બીજો રામચંદ્ર નામે હિમાચાર્યનો શિષ્ય હતો, તેને પણ મારી નાંખ્યો. ત્યારપછી ઊપર કહી ગયલા અમરભટને કોઇ અદેખા લોક અજે-

પાળને મળવાને તેડી લાવ્યા. ત્યાં તે એવું બોલ્યો કે મારો દેવતો વિશ્રામ, ગુરુતો હેમાચાર્ય અને રાજા જેણેએ તો કુમારપાળ હતો. એ ઉપરથી અજેપાળને ગુસ્સો લાગ્યો, તેથી તેને મારી નંખાવ્યો. પણ એણે મરતાં મરતાં ઘણાકને માર્યા તથા ઘાયલ કર્યા હતા. એ અજેપાળે માત્ર ૩ વર્ષ રાજ્ય કર્યું. તેમાં એવાંજ દુષ્ટ કર્મો કર્યાં હતાં.

એના પછી એની ગાદીએ એનો દીકરો બાળમૂળરાજ બેઠો હતો. જેણે કે માત્ર બે વર્ષ રાજ્ય કર્યું હતું. એના વખતમાં એટલે ઈ. સ. ૧૧૭૮ માં કોઇ શાહાબુદ્દીન ગોરી નામના મુસલમાને ગુજરાતપર ચઢાઇ કરી હતી. પણ તેને એના કાકા ભીમદેવે + પરાજય કરી હાંકી કાડ્યો હતો. એ બાળમૂળરાજ મરી ગયો ત્યારે એ ભીમદેવ ગાદીએ ઈ. સ. ૧૧૭૯ માં બેઠો. વળી એ રાજાને કોઇ ભોળોભીમ કરીને પણ કહેતા હતા.

આ પત્રમાં ઈ૦ સ૦ ૧૧૪૩ થી તે ૧૧૭૫ માં ભીમદેવ ગાદીએ બેઠા ત્યાંસુધીનું વર્ણન કર્યુંછે, હવે આવતા પત્રમાં ઈ. સ. ૧૧૭૯ થી તે ૧૨૧૫ સુધીનું એ ભીમદેવનું વર્ણન આવશે.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

---

+ ભીમદેવને કોઇ ગ્રંથમાં બાળમૂળરાજનો નાહાનો ભાઇ લખ્યોછે, પણ એ વાત કંઇક કારણો ઉપરથી અશક્ય લાગેછે, તથા એમ અંદેશો પોહોંચેછે જે એ એના બાપનો ભાઇ હશે.

૧—કુમારપાળ ગાદીએ બેઠો ત્યારે પ્રધાનવટી કોહોને આપી અને કોહોને મુખી કર્યો ?

૨—વળી એ વખતે ગુજરાતપર કોણે ચઢાઇ કરી હતી, અને તે કોહોના સમજાવ્યાથી ?

૩—એ વખતે કુમારપાળની મદદે કોણ આવ્યા હતા, અને પછી લડાઈ થઈ તેમાં આખરે શું પરીણામ થયું ?

૪—આ ફતે થયા પછી કુમારપાળને કોહોની સામા ચઢાઇ કરવી પડી હતી, અને તેમાં પરીણામ શું થયું ?

૫—માળવા તરફ ચઢાઈ ફરી પડી તેનું કારણ શું ?

૬—ત્યારપછી કુમારપાળે બીજી કેઈ જગોપર લશ્કર મોકલ્યું હતું, ને તેમાં શું પરીણામ થયું ?

૭—ત્યારપછી બીજીવાર ફોજ મોકલી તેનું પરીણામ શું થયું ?

૮—એ કુમારપાળ કયા સાલમાં અને શાથી મરણ પામ્યો, અને એની ગાદીએ કોણ બેઠો ?

૯—અજેપાળે કેટલાં વર્ષ રાજ્ય કર્યું અને તેમાં એણે શું નિર્દયપણું કીધું ?

૧૦—એના પછી કોણ ગાદીએ બેઠો, અને તેણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું ?

૧૧—બાળમૂળરાજના વખતમાં કયા મુસલમાને ચઢાઈ કરી હતી, અને તેનું શું પરીણામ થયું ?

૧૨—એ બાળમૂળરાજ ક્યારે મરણ પામ્યો અને તેની ગાદી કોણે લીધી?

પત્ર ૮ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઈ. સ. ૧૧૪૩ થી તે ૧૧૭૯ સુધીનું વર્ણન લખ્યું હતું, હવે આ પત્રમાં ઈ. સ. ૧૧૭૯ થી તે ૧૨૧૫ સુધીનું ભોળા ભીમદેવ વિષેનું વર્ણન લખુંછું.

એ ભોળા ભીમદેવના વખતમાં માળવાનો રાજા સાહદેવ ગુજરાત લુટવાને ઈરાદે આવ્યો હતો, પણ કંઈ ફાવ્યું નહીં. પણ ત્યાર પછી એ રાજાને દીલ્લીના રાજા સાથે ઘણાંક યુદ્ધ થયાં હતાં, અને તેનું મુખ્ય કારણ કંન્યા પરણવા વિષેનું હતું. એ કંન્યા આબુના રાજા જેતસી પરમારની કુંવરી હતી, અને એનો વિવાહ દીલ્લીના રાજા પૃથુરાજ જોડે અગાઉથી થયો હતો; ત્યાર પછી એ કંન્યાનું માગું પાછળથી ભીમદેવે કર્યું હતું, પણ તે જેતસીએ કબુલ કીધું નહીં, અને તે કંન્યાને તાબડતોપ પૃથુરાજ સાથે પરણાવી દીધી. પરંતુ તે વાત ખબર પડવાથી ભીમદેવે આબુ ઊપર સ્વારી કરી રાજા જેતસીને હરાવ્યો, અને ત્યાંથી તે કુંવરીને સારૂ અજમેર જઈ ત્યાંના રાજા સોમેશ્વર સાથે લડાઈ કીધી; તેમાં સોમેશ્વરનો નાશ થયો.

એ ખબર એના છોકરા પૃથુરાજને દીલ્લીમાં પોહોંચી. તેથી તે શોકાતુર થઈને બાર દિવસસુધી ભોંયપર સુ[illegible]

રહ્યો, અને માત્ર એકવાર અન્ન ખાવા માંડ્યું; પણ પાછળથી તેણે ફરી બાધઈને એવી પ્રતિજ્ઞા લીધી કે, જ્યારે ભીમદેવને મારશે, ત્યારેજ પાઘડી પેહેરશે; પણ એને દીલ્લીના તખ્તપર રાજ્યાભીષેકની ક્રિયા થઈ નહીં હતી; તેથી તેણે ચડાઈ કરવાની ઢીલ કરીને પેહેલું તે કામ કરી લીધું. એ તખ્ત એને એના દાદા અનંગપાળ પાસેથી મળ્યું હતું, કારણ કે તે રાજાને કંઈ છોકરો ન હતો, તેથી પૃથુરાજને દીકરીનો દીકરો જાણી દત્તક કરી લીધો હતો.

આ ઊપર લખેલી રાજ્યાભિષેકની ક્રિયા થયાપછી, પૃથુરાજે ફોજ તૈયાર કરવા માંડી, અને પછી સારૂં મુહુર્ત જોઈને ૬૫,૦૦૦ માણસની ફોજ સહીત વાજતે ગાજતે શેહેર બહાર નિકળ્યો; પણ આણીગમ ભીમદેવને આગાઊથી એ વાતની ખબર પડી તેથી તેણે લશ્કર એકઠું કીધું. તેમાં ૩૦૦૦ માણસ બખ્તરીઆ ઘોડાવાળું કચ્છથી આવ્યું હતું, અને તે શિવાયે ૧,૫૦૦ માણસ સોરઠી તથા કાંક-રેજના કોળી, કાઠીઆવાડના કાઠી, અને ઝાલાવાડના ઝાલા વગેરે આવી પોહોંચ્યા હતા. પછી પૃથુરાજ જ્યારે ગુજરાત આગળ આવી પોહોંચ્યો, ત્યારે ચંદ બારોટને એક વેશ ધારણ કરાવીને પેહેલાં ભીમદેવના દરબારમાં મોકલ્યો. એ ચંદબારોટ જ્યારે ભીમદેવના દરબારમાં આવ્યો, ત્યારે તેના હાથમાં એક માછીના જેવી જાળ, નીસરણી, પાવડો, દોરા, અંકુશ, અને ત્રિશૂલ શીકામાં આવ્યાં; તે જોઈને

ભીમદેવે પુછ્યું કે, આ તારા હાથમાં શાને માટે લાવ્યોછે, તે જલદી કહે. એ વખતે બારોટે જવાબ દીધો કે મારો સાંબર રાજા આવ્યોછે, અને તેનો એવો હુકમછે કે જો તમો પાણીમાં પેસો તો આ જાળથી, આકાશમાં જાઓ, તો નીસરણી મુકીને, પાતાળમાં જાઓ તો પાવડેથી, અને અંધારામાં જાઓ તો દીવાથી શોધી કાઢીને પકડવા, અને પછી અંકુશવડે કબજ કરી ત્રિશૂલથી મારવા; માટે આ સઘળાં હથીઆર મારીસાથે લાવ્યોછું. પણ એવી વાત સાંભળીને ભીમદેવ બોલ્યો કે, હું લડાઈ વિષે મહા વિકાળછું; અને તારા રાજાને કેહેજે કે આગાળ શું બન્યું હતું તે ભુલી ગયો !

એવા કેટલાએક સવાલ જવાબ થયા પછી ત્યાંથી ઊઠીને પૃથુરાજ પાસે આવ્યો, ને સર્વે બનેલી બિના કહી. ત્યારપછી પૃથુરાજે પોતાનું લશ્કર આગળ ચલાવી લડાઇનો પ્રારંભ કર્યો. એ લડાઈ જાણે દાવાનળ પ્રગટ્યો હોય તેવી રીતે ચાલી; પણ ક્યાંસુધી બેમાંથી કોઈ હઠ્યું નહીં. આખરે પૃથુરાજાએ પોતાનો ઘોડો ક્રોધે કરી આગળ ધમકાર્યો; તેથી ગુજરાતના લશ્કરમાં ભંગાણ પડ્યું, અને ભીમદેવ પૃથુરાજને હાથે ધવાયો. આ લડાઈમાં ભીમદેવ મુઓ એમ કહેછે, પણ કેટલાક ઇતિહાસ ઉપરથી તે વાત ખોટી સાબિત થાયછે. પરંતુ એટલું તો ખરૂં કે સાબરમતીને કાંઠે લોહીની નીક વહી હતી.

એવીરીતે પૃથુરાજ પોતાના બાપનું વેર વાળીને ગયા પછી ગુજરાતનો રાજા કનોજના રાજાની પક્ષે રહ્યો હતો. ત્યારપછી પૃથુરાજ કેટલેક દહાડે મહમદગોરી સાથે લડતાં માર્યો ગયો, અને એ દીલ્લીનું તખ્ત મુસલમાનને હાથ ગયું. એ મહમદ શાહાબુદ્દીનનો સરદાર કુતુબુદ્દીન ઇ. સ. ૧૧૯૪ માં ગુજરાતપર ચઢી આવ્યો, અને ભીમદેવને હરાવી-ને નસાડી મુક્યો, તથા તમામ દેશ લુટીને દીલ્લી જતો રહ્યો.

ત્યારપછી બે વર્ષ નહીં ગયાં એટલામાં કુતુબુદ્દીનને એવી ખબર પડી કે, ગુજરાતનો રાજા અને નાઘોરનો રાજા મળીને અજમેર ઊપર ચઢાઈ કરવાનો ઇરાદો કરેછે; તેથી તે પોતે ચઢી આવ્યો; પણ લડાઈ થઇ તેમાં હાર્યો અને છ ઘા વાગ્યા, તેથી તેને ડોળીમાં ઘાલીને અજમેર લઇ ગયા, અને તેની પછવાડે ગુજરાતની ફોજે જઇને તે શ-હેરને ઘેરો ઘાલ્યો. પણ એટલામાં કુતુબુદ્દીનને ગીઝનીથી મદદ આવી પોહોંચી, તેથી તે ઘેરો ઊઠી ગયો.

ત્યાર પછી કેટલેક દહાડે કુતુબુદ્દીનને સારૂં થયું, ત્યાર પછી ગુજરાતપર ચઢાઈ કરી; તે વખતે ગુજરાતના રાજાને હરાવીને પાટણમાં આવ્યો. એ લડાઇમાં ૫૦,૦૦૦ હિંદુ કપાઈ ગયા હતા, અને કેટલાક ગુલામ પકડાયા હતા. આ-ખરે મુસલમાનનો જય થયા પછી કુતુબુદ્દીને એક સરદારને ત્યાં કંઈ ફોજ આપીને રાખ્યો, અને પોતે અજમેરને રસ્તે દીલ્લી ગયો; પણ આ ગુજરાતમાં રાખેલી ફોજ ઝાઝા

હલાડા કરી એવું કંઈ માલમ પડતું નથી. તેમજ એ ફોજ ને શામાટે જવું પડયું એ પણ જણાતું નથી; પરંતુ એટલું તો ખરું જ કે મુસલમાનના હાથમાંથી પાછું એ રાજ રજપૂતના હાથમાં ગયું હતું.

એ ભીમદેવ રાજા ઈ. સ. ૧૨૧૫ માં મરણ પામ્યો, અને એ ગુજરાતની ગાદીએ વાઘેલા વંશની સ્થાપના થઈ. એ વંશનો પેહેલો રાજા વિરધવળ નામે થયો. એ રાજાના બાપનું નામ લવણપ્રસાદ અને માનું નામ મદનરાગણી કરીને હતું. એ લવણપ્રસાદ ખરું જોતાં સોળંકી વંશનોજ હતો. અને કુમારપાળની વખતમાં જન્મ્યો હતો. પણ એ સદા વાઘેલા ગામમાં રેહેતો હતો તેથી વાઘેલાની આડક પડી હતી.

એ વિરધવળ રાજા ઘણો બળીઓ અને પરાક્રમી હતો, તથા એણે ઘણાક જણને વશ્ય કર્યા હતા. એ રાજાનો પ્રધાન બહાડસચીવ નામે હતો, અને તેના હાથ નીચે બીજા બે વસ્તુપાળ અને તેજપાળ કરીને ભાઈઓ હતા. એણે પોતાના હસ્તકનું રાજ્ય ઘણું વધાર્યું હતું, તેથી અને તેની સાથે ભીમદેવને છોકરો નહીં હોવાથી ગુજરાતની ગાદીપર તેનું ફાવી ગયું.

આ પત્રમાં ઈ. સ. ૧૧૭૮ થી તે ૧૨૧૫ માં સોળંકી વંશની સમાપ્તી થઈ ત્યાંસુધીનું વર્ણન આપેલું છે. હવે આવતા પત્રમાં ઈ. સ. ૧૨૧૫ થી તે ૧૨૯૭ સુધીનું વાઘેલા વંશના રાજાઓનું વર્ણન આપશું.

**લી૦ તમારો શુભેચ્છુ બાંધવ**

૧-ભીમદેવના વખતમાં કયા રાજાએ ગુજરાત લુટવાનો ઇરાદો કર્યો હતો, અને તેમાં તે ફાવ્યો કે નહીં?

૨-ત્યારપછી ભીમદેવને કોહોની સાથે યુદ્ધો થયાં, અને તે શા કારણ માટે?

૩-એ કંન્યા કોહોની છોકરી હતી?

૪-એ કંન્યા પૃથુરાજવેરે પરણી, તે વાત સાંભળી ત્યારે ભીમદેવે શું કર્યું?

૫-સોમેશ્વરના મરણ વિષેની વાત તેના છોકરા પૃથુરાજને જ્યારે ખબર પડી ત્યારે તેણે શું કીધું, અને ક્રોધથી તેણે શી પ્રતીજ્ઞા લીધી?

૬-પછી ગુજરાતપર પૃથુરાજાએ ક્યારે ચઢાઈ કરી, અને તે વખતે એની પાસે કેટલી ફોજ હતી?

૭-આણીગમ ગુજરાતના રાજાના લશ્કરની મદદે કોણ કોણ આવી પોહોંચ્યા હતા?

૮-પૃથુરાજ જ્યારે ગુજરાત આગળ આવ્યો ત્યારે તેણે ભીમદેવની કચેરીમાં કોહાને મોકલ્યો, અને તેના હાથમાં શું શું આપ્યું હતું?

૯- ચંદબારોટને અને ભીમદેવને શા સવાલ જવાબ થયા હતા?

૧૦-આખરે લડાઇ થઈ તેમાં શું પરીણામ થયું?

૧૧-ત્યારપછી ગુજરાતપર કયો મુસલમાન સરદાર ચઢી આવ્યો હતો અને તેમાં શું પરીણામ થયું?

૧૨-પછી કુતુબુદ્દીને ગુજરાતપર પાછી ક્યારે ચ-
ઢાઇ કરી હતી, અને તેનું કારણ શું તથા તેમાં શું
પરીણામ થયું?

૧૩-ગુજરાતના રાજાએ અજમેરને ઘેરો ઘાલ્યો
હતો, તેનું શું થયું?

૧૪-કુતુબુદ્દીને સારૂં થયા પછી જ્યારે પાછી
ગુજરાતપર ચઢાઈ કરી, ત્યારે શું પરીણામ થયું?

૧૫-કુતુબુદ્દીને ગુજરાતમાં મુકેલી ફોજની શી બિના
બની?

૧૬-ભીમદેવ ક્યારે મરણ પામ્યો અને તેની ગાદી
કોણોને મળી?

૧૭-વિરધવળ રાજાના પ્રધાનનું નામ શું, અને
તેના હાથ નીચે બીજા બે કોણ હતા?

પત્ર ૯ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઇ. સ. ૧૧૭૯ થીતે ૧૨૧૫ લગીનું
વર્ણન આપ્યું. હવે આ પત્રમાં ઇ. સ. ૧૨૧૫ થીતે ૧૨૯૭
સુધીનું વાઘેલા વંશના થઇ ગયેલા રાજાઓનું વર્ણન
લખ્યું છું.

ગુજરાતની ગાદીપર વાઘેલા વંશના અનુક્રમે છ
રાજા થઇ ગયા, તેમાંનો ૧ લો વિરધવળ, ૨ જો વિશ-
ળદેવ, ૩ જો ભીમદેવ, ૪ થો અરજુનદેવ, ૫ મો સારંગ-

દેવ, અને ૬ ઠો રાજકરણ થઇ ગયો. એમાંના વિશ‌ળદેવ રાજાના વખતમાંભારે દુકાળ પડયો હતો; પણ તેમાં એ રાજાએ લોકોનું સારીપેઠે રક્ષણ કર્યું હતું. વળી તે શિવાય વિસનગર અને વિજાપુર એવાં બે શહેર વસાવ્યાં હતાં, અને ડભોઇનો કિલ્લો બંધાવ્યો હતો. એ રાજાના હાથ નીચે હોરમઝખોજા ઇબ્રાહીમ વગેરે ઘણા મુસલમાન અમલદાર પણ હતા.

આ ઉપર જણેલા વાઘેલા વંશના રાજામાંથી દરેક જણે કેટલાં વર્ષ રાજ્ય કર્યું, અને કયારે ગાદીપર આવ્યા અને ગયા; તે ખરેખર માલમ પડતું નથી. તથા તેઓના વખતમાં શી શી બિના બની તે પણ કંઇ જણાતી નથી. એ વંશના છેલ્લા રાજા રાજકરણના હાથમાંથી એ ગુજરાતનું રાજ્ય મુસલમાનના હાથમાં ગયું.

ગુજરાતની ગાદીપર જયારે રાજકરણ રાજય કરતો હતો, ત્યારે દીલ્લીના તખ્તપર જલાલુદીન ખીલજી નામે કોઇ મુસલમાન બાદશાહ હતો; પણ તેના પછી અલાઉદીન ખીલજી નામે કોઇ બાદશાહ ઇ. સ. ૧૨૯૬ માં થયો. તેણે પોતાના ભાઇ અલીફખાનને તથા વઝીર નસરતખાનને ગુજરાત જીતવાને મોકલ્યા હતા. એ વખતે તેમની પાસે ૧,૦૦,૦૦૦ સ્વાર, ૩૦,૦૦૦ પાયદળ, ૧,૫૦૦ હાથી તથા ૪૫ નાના મોટા અમલદારો હતા. પછી લડાઇ થઇ તેમાં રાજકરણ હાર્યો અને દેવગઢ તરફ નાસી ગયો.

તથા એની રાણીઓ, છોકરાં, અને હાથી વગેરે સર્વ મુસલમાનના હાથમાં ગયું. પછી મુસલમાને ખંભાત શેહેર લુટ્યું, તેમાં નસરતખાંએ કોઈ વેપારી પાસેથી તેનો ગુલામ છીનવી લીધો; જે કે ખરેખર ફુટડો હતો. વળી એ વખતે મુસલમાને સોમનાથનું નવું બેસાડેલું લીંગ તોડી નાખ્યું હતું.

આ વખતે મુસલમાને ગુજરાતપર સ્વારી કરી, તેનું કારણ ભાટ લોક એવું બતાવે છે કે, ગુજરાતના રાજા રાજકરણ પાસે માધવ અને કેશવ એવા બે પ્રધાન હતા, જેઓ નાગર બ્રાહ્મણ હતા; તેમાના માધવની સ્ત્રી પદ્મની હતી, તેને એ રાજાએ જબરીથી છીનવી લીધી હતી, અને વળી કેશવ પ્રધાનને મારી નાંખ્યો. તે ઉપરથી માધવ પ્રધાને દીલ્લી જઈને બાદશાહ અલાઉદીનને સમજાવી ગુજરાતપર ચઢાઈ કરાવી. વળી એવું કહેછે કે એ માધવે બાદશાહને ૩૬૦ ઘોડા ભેટ કરીને ગુજરાતની પ્રધાનવટી લીધી હતી.

આ ઉપર લખેલી લડાઈમાં જે રાણીઓ પકડાઈ હતી, તેમાંની એક કૌલાદેવી નામે હતી, તે ઘણી રૂપવંત, બુદ્ધીમાન, અને ચાંચળ હતી; તેને બાદશાહે પોતાની સ્ત્રી કરી રાખી હતી, અને ઊપર લખેલો ખંભાતમાંથી પકડાયેલો ગુલામ બાદશાહનો ઘણો માનીતો થઈ પડેલો હતો, જેનું નામ તેણે મલીકકાફુર પાડ્યું હતું. આગળ થોડા

દહાડા ગયા પછી કૌલાદેવીએ બાદશાહને કહીને પોતાની છોકરી દેવલદેવીને ગુજરાતથી પકડી મંગાવી. જે કુંવરીને દેવગઢનો રાજા સુકળદેવ બાગલાંનમાંથી પોતે પરણવાને લઈ જતો હતો, ત્યાંથી અલીપખાંએ હરણ કરી લેઇને બાદશાહ પાસે મોકલાવી દીધી હતી. પછી બાદશાહે તેને પોતાના છોકરા ખીજરખાં સાથે પરણાવી હતી.

આ પત્રમાં વાઘેલા વંશના રાજાના હાથમાંથી ગુજરાતની ગાદી મુસલમાનના હાથમાં ઇ. સ. ૧૨૯૭ માં ગઈ, ત્યાંલગીનું વર્ણન લખ્યું છે. હવેના પત્રમાં ઇ. સ. ૧૨૯૭ થીતે ૧૩૨૧ સુધીનું મુસલમાનની કારકીર્દીનું વર્ણન આવશે. **લા૦ તમારો શુભેચ્છુ બાંધવ***

૧–ગુજરાતની ગાદીપર વાઘેલા વંશના કેટલા રાજા થઈ ગયા, અને તેઓમાંના દરેકનું નામ શું?

૨–એમાંના વિશળદેવ રાજાએ કયાં શેહેર વસાવ્યાં હતાં, અને ક્યાંનો કિલ્લો બાંધ્યો હતો?

૩–રાજપકરણના હાથમાંથી ગુજરાતની ગાદી કોના હાથમાં, અને કયા સાલમાં ગઇ?

૪–ગુજરાતની ગાદી મુસલમાનના હાથમાં શી રીતે ગઇ?

૫–મુસલમાને ગુજરાતપર ચડાઈ કરી તેને વિશે બાદશાહે શું કારણ બતાવ્યું?

૬–એ લડાઇમાં જે રાણીઓ પકડાઇ હતી તેમાંની કોને બાદશાહે પોતાની સ્ત્રી કરી?

૭-મલીકકાફુર કોણ હતો ?

૮-બાદશાહે પોતાના છોકરા ખીજરખાંને કેવી છોક-રી સાથે પરણાવ્યો, અને તે છોકરી એના હાથમાં શી રીતે આવી?

પત્ર ૧૦ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઇ. સ. ૧૨૧૫ થી તે ૧૨૯૭ સુધીનું વાઘેલા વંશનું વર્ણન આપ્યું. હવે આ પત્રમાં ઇ. સ. ૧૨૯૭ થી તે ૧૩૭૧ સુધીનું મુસલમાનની પાદશાહીનું વર્ણન આપું છું.

આવી રીતે અલાઉદ્દીને ગુજરાતપર જય મેળવ્યા પછી અલફખાંને તે જગોનો સુબો ઠરાવ્યો. અલફ-ખાંએ પાટણમાં મોટી આરસપહાણની મસીદ બંધાવી, અને તેમાં થાંભલા એટલા તો મુકયા છે કે માણસો ગણે ગણે તે ભુલે. એણે ગુજરાતમાં ઘણું બંધનથી અમલદારી ચલાવી. પછી અલાઉદ્દીને પોતાના વજીર મલીકકાફુરના ક-હેવા ઉપરથી એને પાછો બોલાવી લીધો; અને નાહક મારી નાંખ્યો.

આ ફેરફાર થવાથી ગુજરાતમાં બંડ ઊઠયું, અને ત્યાંના લોકોએ મુસલમાન પાસેથી ચીતોડ પાછું લીધું; તથા સામંતદેવના ભાઈ હમીરે દક્ષિણમાંથી મુસલમાનોને મારી કહાડ્યા. આખરે દીલ્લીમાં મલીકકાફુરે બાદશાહના

જડા દીકરા ખીજરખાંના ઉપર કંઈ તોહોમત લાવી ગવાલી અરના કિલ્લામાં કેદ કરાવ્યો. પણ એટલામાં અલાઉદીન પોતે મરણ પામ્યો. ઇ. સ. ૧૩૧૬. જેને લિધે એવું કહેવાયછે કે એ વજીરેજ એને ઝેર દીધું હશે. વળી એના મુઆ પછી એ વજીરે ખીજરખાંની આંખ ફોડી નાંખી, અને તેના નાના છોકરાંને ગાદીએ બેસાડીને પોતે અમલ ચલાવવા લાગ્યો. પણ તરતજ અમીર ઉમરાવોએ એ દુષ્ટને મારી નંખાવીને બાદશાહનો બીજો છોકરો મુબારકશાહ કેદમાં હતો, તેને ગાદીપર બેસાડ્યો.

મુબારકશાહે તખત ઉપર બેસતાંજ, ગુજરાતની બંડખોર બંધ કરવાને મલેક કમાલુદીનને મોકલ્યો; પણ તે ત્યાં માર્યો ગયો. પછી તેણે એનુલમુલ્ક મુલતાનીને એક ફોજ આપી ત્યાં બંદોબસ્ત કરવા મોકલ્યો, જેણે તે દેશ જેમ તેમ કરી થાળે પાડ્યો. ત્યારપછી બાદશાહે પોતાના સસરા મલેક દીનારને જફરખાં એવું નામ આપી ત્યાંનો અમલદાર ઠરાવી મોકલ્યો. તેણે જ સુ ચાર મહીનામાં સઘળા પ્રાંતનો સારીપેઠે બંદોબસ્ત કર્યો. પણ એ અમલદારને પછી થોડા દહાડામાં બાદશાહે પાછો બોલાવીને વગર કારણે મારી નાંખ્યો; અને હીસામુદીનને ત્યાંની સુબાગીરી આપી કારણકે એ સુબાનો ભાઇ ખુશરૂખાં બાદશાહનો ઘણો પ્યારો હતો. પણ એ બન્ને ભાઇઓ અસલ પરમાર જાતના હિંદુ હતા, તેથી ગુજરાતના હિંદુ-

લોક સાથે મળી જઇ બંડ કરવાની મસલત કરવા લાગ્યા. પરંતુ તેની સાથેના બીજા અમલદારને તે વાત જાહેર પડ્યાથી તેને પકડીને દીલ્લી મોકલી દીધો. પછી મુબારકશાહે મલેકવજીરૂદીન કોરેસી નામના એક પ્રવીણ સરદારને ત્યાંની અમલદારી આપી. જેણે ગુજરાતનો બંદોબસ્ત સારો રાખ્યો હતો.

પણ થોડા દહાડા ગયા પછી બાદશાહે ઉપર જણાવેલા મલેક ખુશરૂખાંને ગુજરાતનો સુબો ઠેરવ્યો. જેણે ગુજરાતની અમલદારીથી સંતોષ ન પામતાં, સઘળું રાજ્ય પોતાને હસ્તક કરી લેવા માટે દુષ્ટ અને અઘટિત મનસુબા કરવા માંડ્યા; ને પોતાની પક્ષમાં કેટલાક હિંદુઓને એકઠા કરીને, તથા બાદશાહને દગેથી મારી નંખાવીને પોતે દીલ્લીના તખ્ત ઉપર બેસી નાસરૂદીન નામ ધારણ કર્યું. ઇ. સ. ૧૩૨૧.

આ દગલબાજીનો હેવાલ પંજાબના સુબા ગાજીખાંતગલખાને માલમ પડ્યો, તેથી ઘણો કોપાયમાન થઇને એ ચંડાળ ઉપર તેણે સ્વારી કરી, અને તેને માર્યો. ત્યાર પછી બાદશાહના મેહેલની દેવડી આગળ ઉભા રહીને એ ગાજીખાંએ સઘળી રૈયતને નમ્રતાઇથી કહ્યું કે, તમારી નજરમાં આવે તેને ગાદીએ બેસાડો; કેમકે હું તો તમારો જોવાલ્યું. અને મેં જે આ દુષ્ટને માર્યો તે તમોને માત્ર દુઃખમાંથી છોડવવાનેજ માટે. પણ તે વખતે એ ખીલજી

વંશમાંનો કોઇ પુરૂષ રહ્યો નહીં હતો; તેથી સઘળા અ-મીરોએ મળીને એનેજ ગાદીપર બેસાડયો, તથા ગ્યાસુદીન તગલખ એવું નામ આપ્યું.

આ પત્રમાં ઈ. સ. ૧૨૯૭ થીતે ૧૩૨૧ સુધીનું ખીલજી વંશનું વર્ણન કર્યું; હવે આવતા પત્રમાં ઇ. સ ૧૩૨૧ થી તે ૧૩૯૬ સુધીનું તગલખ વંશનું વર્ણન લખીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ***

૧—અલાઉદીન ખીલજીએ ગુજરાતપર જય મેળવ્યા પછી ત્યાંનો સુબો કોહાને ઠેરાવ્યો, અને તે સુબાએ પાટણમાં પોતાની નામનાને સારૂ શું બંધાવ્યું ?

૨—ત્યારપછી અલ્લીખાંના આગળ જતાં શા. હાલ થયા. અને તે કોહોના શિખવ્યાથી ?

૩—આ પ્રકારથી ગુજરાતમાં જે બંડ ઉઠયું. તેમાંથી શી બિના બની ?

૪—એ વખતે દીલ્લીમાં મલેકકાફુરે કોહોને કેદ કરાવ્યા, અને તે કયા કિલ્લામા ?

૫—પછી અલાઉદીન ક્યારે મરણ પામ્યો, અને તે શાથી ?

૬—એ બાદશાહના મુઆ પછી મલીકકાફુરે શું કીધું, અને પછી આગળજતા તેના શા હાલ થયા ?

૭—પછી દીલ્લીના તખ્તપર કયો બાદશાહ થયો, અને તેના વખતમાં ગુજરાતમાં કોણ કોણ સુબા થઇ ગયા, તે

આ તેમાંના કયા સુબાએ બંડ ઉઠાવવાની મઝબુત કીધી હતી.

૮–તેઓમાં છેલ્લો. સુબો કોણ થયો હતો, અને તેણે બાદશાહ સાથે શી દગલબાજી કીધી ?.

૯–બુઝરૂખોએ તખ્ત ઉપર બેસતી વખતે કયું નામ ધારણ કર્યું; અને પછી એ દુષ્ટની શી હકીકત બની ?

૧૦––પછી એ તખ્ત ઉપર અમીર ઓઓએ કોણને બેસાડયો, અને તેને શું નામ આપ્યું ?

પત્ર ૧૧ મો.

પ્રિય ભાઇ

ગયા પત્રમાં ઇ. સ. ૧૨૯૭ થીતે ૧૩૨૧ સુધીનું ખીલજીવંશ વિષેનું વૃત્તાંત આપ્યું હતું, હવે આ પત્રમાં ઇ. સ. ૧૩૨૧ થીતે ૧૩૯૬ સુધીનું તગલખવંશનું વર્ણન કરૂંછું.

ગ્યાસુદીન તગલખના વખતમાં કોઇ તાજુલમુલ્ક નામે ગુજરાતનો સુબો થયો હતો. એ બાદશાહ માત્ર ચાર વર્ષ રાજ્ય કર્યા પછી એકાએક કોઇ દેહેરા તુટી પડ્વાથી પોતાના છ સોબતી સહીત ચુંથાઇ મુઓ. એમાં એક એનો વહાલો છોકરો પણ મુઓ હતો. એ દેહેરા તુટી પડવામાં એના છોકરા જુનાખાનનું કંઇ કાવતું હશે એવું અનુમાન થાયછે.

એના મુઆપછી એ જુનાખાને તખ્તપર બેસી સુલતાન મહમદ નામ ધારણ કર્યું. ઈ. સ. ૧૩૨૫. મહમદ ત-

રાજાએ ગુજરાતની સુબેદારી કોઇ અમદઆજ નામના પુરૂષને આપી. પછી આગળ જતાં માળવાના સરસુબાએ ૭૦ મોગલાઇ અમીરોને મારી નાંખ્યા, તેથી ગુજરાતના અમીરોએ બંડ મચાવ્યું. તે બંડ તોડવાને બાદશાહે પોતે ચઢી આવીને ખંભાત તથા સુરત શેહેર લુટયાં; અને ફરી આગળ બળવાખોરોનો પરાજય કરીને તથા ત્યારપછી થોડા દહાડા પાટણમાં રહીને રાજ્યનો બંદોબસ્ત કર્યો. ત્યારપછી વળી એક વખતે બાદશાહનો વજીર મલીકમુકબીલ કંઇ માલ ખજાનો તથા ઘોડા લઇને દીલ્હી તરફ જતો હતો, તેને બરૂચ અને ડભોઇના માર્ગમાં બાગલ લોકોએ લૂટી લીધો. તે ઉપરથી બાદશાહ કોપાયમાન થઇને પાછો ગુજરાતપર ચઢી આવ્યો, અને જુનાગઢના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યારપછી કેટલેક દહાડે ગોંડળ આગળ લડાઈ થઈ, તેમાં બાદશાહની કંઇ પુરી જીત થઇ નહીં. પછી કેટલેક દહાડે બળવાખોરોની-પાછળ લાગતાં સિંધમાં ઠઠ્ઠા શેહેરમાં ઈ. સ. ૧૩૫૧ માં તે મરણ પામ્યો, અને તેનો ભત્રીજો ફીરોજશાહ તખતપર બેઠો.

ફીરોજશાહે ગુજરાતની અમલદારી જફરખાનને આપી હતી, પણ તે થોડા દહાડામાં મરી ગયો, ત્યારપછી તેના છોકરાને તે પદ્વિ આપીને તેનું નામ પણ જફરખાં રાખ્યું. એટલામાં શમ્સુદીન દમધાની નામના કોઇ પુરૂષે ગુજરાત માંહે બંડ કર્યો; અને તે એવી શરતે કે ઉ-

ખજ કરતાં મારે કંઈક વધારે આપવું, ને વળી તે ખિવાય દર વર્ષે ૧૦૦ હાથી, ૨૨૦૦ આરબી ઘોડા અને ૪૦૦ ગુલામ આપવા. પણ અંતે શમસુદીનથી તે વચન પળાયું નહીં, તેથી બાદશાહે ફોજ મોકલી તેને મારી નંખાવ્યો. પછી ગુજરાતની અમલદારી મલેક મુજફરને આપી, જેને કે પાછળથી ફરતુલમુલ્ક રાસ્તીખાંનો કિતાબ મળ્યો હતો. સુલતાન ફીરોજશાહ ઇ. સ ૧૩૮૮ માં મરણ પામ્યો, ત્યારે એના છોકરાનો છોકરો ગ્યાસુદીન બીજો એની ગાદીએ બેઠો. એ બાદશાહ ભર જુવાનીને લીધે હમેશા મોજશોખમાં મચ્યો રહેતો હતો, તેથી તેના સરદાર મલેકરૂકનુદીને ઇ. સ. ૧૩૮૯ માં એને મારી નાંખીને તેનું માથું દરબાર આગળ લટકાવ્યું. એના મુઆ પછી ફીરોજશાહના ત્રીજા દીકરાનો દીકરો અબુબેકર ગાદીએ બેઠો. એણે એક વર્ષ રાજ્ય કર્યું એટલામાં એના કાકા નાસરદીને એની પાસેથી રાજ્ય છીનવી લઇ પોતે તે ગાદીએ બેઠો. ઇ. સ. ૧૩૯૦.

એ બાદશાહને ખંભાતના લોકોએ એવી ફરીઆદ કરી કે ઉપર કહેલો ફરતુલમુલ્ક રાસ્તીખાં ઘણો જુલમ કરે છે, તે ઉપરથી બાદશાહે ઇ. સ. ૧૩૯૧ ના ફેબ્રુઆરી મહીનાની ૨૧ મી તારીખે કોઈ જફરખાં નામના એક સરદારને તે જગાએ મોકલ્યો, અને તેને રાજ્યચિન્હ ધારણ કરવાની પરવાનગી આપી. જફરખાંએ વાજાં આગ-

ળં આવીને બાદશાહનો પરવાનો ફરતુલમુલ્ક ગારનીઆને મોકલ્યો. પણ તેણે કંઈ જવાબ આપ્યો નહીં, ને આખરે કંભ નામના શેહેર આગળ બેઉની લડાઇ થઈ, તેમાં ગારનીઆં માર્યો ગયો. પછી જફરખાંએ પાટણમાં જઈને પોતાનો અમલ બેસાડયો. ત્યારપછી જે જગોએ પોતે જય મેળવ્યો હતો, ત્યાં જીતપુર નામે શેહેર વસાવ્યું. અને વળી પાટણના જેહેરંડ રાજાને, મંડળગઢના રાજાને, આબાવાડાના રાજાને અને ઇડરના રણમલજી વગેરેને પોતાને વશ કર્યા. અને પછી સોમનાથના દેહેરાં પાડી નાંખીને તે પથ્થરે મસીદ બનાવી. પછી એ સુબાએ માળવામાં ધાર શેહેર ઉપર ચડાઈ કરી; તેમાં તે નગરીનો રાજા કુંઅંગ કેદી પકડાયો.

એવામાં દીલ્હીનો બાદશાહ મરણ પામ્યો, અને તેનો દીકરો મહમદતગલખ ગાદીએ બેઠો. ઈ. સ. ૧૩૯૪. તેણે એ સુબાના છોકરા તાતારખાંને પોતાનો પ્રધાન બનાવ્યો હતો. પણ મલુક ઇકબાલખાં નામના એક સરદારે એને હરાવ્યો, તેથી નાસીને પોતાના બાપ પાસે ગુજરાત જતો રહ્યો. આ વખતે એની સાથે એનો છોકરો અહમદશાહ પણ હતો. આ વખતે દીલ્હીના તખ્ત ઉપર ઘણી ગરબડ આવતી જોઇને જફરખાં, મુજફરશાહ એવું નામ ધારણ કરીને, સ્વતંત્ર પણે ગુજરાતનું રાજ્ય કરવા લાગ્યો. ઈ. સ. ૧૩૯૬.

ત્યારબાદ કેટલાએક દહાડા રહીને સમરકંદનો બાદશાહ તૈમૂરલન દીલ્લીપર ચઢી આવ્યો, અને તે એ દેશ લુટી ઉજડ કરીને પાછો ચાલ્યો ગયો. તે વખતે બાદશાહ ગુજરાતમાં નાસી ગયો હતો, તે પાછો આવ્યો, અને મલુક ઇકબાલખાંને પાછો પ્રધાન બનાવ્યો. તે જોઇને તાતાર ખાંએ પોતાના બાપને દીલ્લીપર ચઢાઇ કરવાને કહ્યું, પણ તેણે માન્યું નહી, તેથી તાતારખાંએ તેને કેદ કરી ગુજરાતનું રાજ્ય પોતે લીધું અને પછી મલુક ઇકબાલખાંની સામે જવાનું કરતો હતો, એટલામાં માંદો પડી મરણ પામ્યો. તે સાંભળીને મુજફ્ફરશાહ ઘણો દલગીર થયો, પણ પછી પોતાના અમીર ઉમરાવોના કહેવાથી પાછું રાજ્ય ચલાવવા લાગ્યો.

આ પત્રમાં ઈ. સ. ૧૩૨૧ થીતે ૧૩૯૧ સુધાનું વર્ણન આપ્યું: હવે આવતા પત્રમાં ઈ. સ. ૧૩૯૧ પછીનું સ્વતંત્ર રાજ્ય વિષેનું વર્ણન આવશે.

## લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧--ગ્યાસુદ્દીન તગલખે કેટલાં વર્ષ રાજ્ય કર્યું અને તેના વખતનાં ગુજરાતમાં સુબો કોણ હતો?

૨--ગ્યાસુદીનનું મરણ શી રીતે થયું; અને તેના પછી દીલ્હીના તખ્તે બીજો કયો બાદશાહ થયો?

૩--તે બાદશાહે ગુજરાતની સુબેદારી પહેલી કોહિને આપી?

૪-ગુજરાતમાં બંડ કોણે ઉઠાવ્યું હતું, અને તે શા કારણથી?

૫--તે વખતે બાદશાહે ગુજરાતમા આવી ક્યાં શેહેર લુટયાં, અને બળવાખોરનો પરાજય ક્યા આગળ કર્યો?

૬--આગળ જતાં મોગલોએ કોહોને લુટયો, અને ક્યાં આગળ? ને તે માટે બાદશાહે ગુજરાત ઉપર ચઢાઇ કરી, તેનું શું પરીણામ થયું?

૭--એ બાદશાહ કઇ જગોએ અને ક્યારે મરણ પામ્યો, અને તેની પછી કોણ થયો?

૮--ફીરોજશાહે ગુજરાતની અમલદારી કોહોને આપી હતી; અને ત્યારપછી ગુજરાત દેશ કોણે ઇજારે લીધો, અને તે શી સરતે?

૯--સમસુદીને વચન નહીં પાળ્યાથી બાદશાહે તેના શા હાલ કર્યા, અને ગુજરાતની સુબેદારી કોહોને આપી, તથા તેને શો કિતાબ આપ્યો?

૧૦--ફીરોજશાહ ક્યારે મરણ પામ્યો અને એના તખતપર પછી કોણ બેઠો?

૧૧- ગ્યાસુદીન તગલખે ક્યાંસુધી રાજ્ય કર્યું, અને પછી તેની શી હકીકત થઈ?

૧૨--એના પછી બીજો કયો બાદશાહ થયો, અને તેણે કેટલી મુદત રાજ્ય કર્યું, અને પછી શું થયું?

૧૩--નાશરૂદીન બાદશાહ આગળ અંબાનના કોઈ ફોજદારે વિશે અને શી ફરીઆદ કરી ?

૧૪--બાદશાહે એ ફરીઆદ ઉપરથી ત્યાં કયા સરદારને સુબો કરીને મોકલ્યો ?

૧૫--નવા તથા જુના સુબા વચ્ચે ક્યાં આગળ લડાઈ થઇ, અને તેનું શું પરીણામ થયું ?

૧૬--ત્યારપછી જફરખાંએ કયું શહેર વસાવ્યું, અને કયા કયા રાજાઓને જેર કર્યા ?

૧૭--પછી જફરખાંએ ક્યાં સ્વારી કરી, અને કયા રાજાને કેદ કરી લાવ્યો ?

૧૮--નાસરૂદીન બાદશાહ ક્યારે મરણ પામ્યો, અને તેની ગાદીએ કોણ બેઠું ?

૧૯--મહમદ તગલખે પ્રધાન કોહોને બનાવ્યો હતો ?

૨૦--તાતારખાંને કોણે હરાવ્યો, અને તેને ક્યાં જઇ રેહેવું પડયું ?

૨૧--આવું દીલ્લીના તખ્તનું અંધેર જોઇને ગુજરાતના સુબા જફરખાંએ શું કર્યું ?

૨૨--મહમદ તગલખને ગુજરાત શા માટે નાસી આવવું પડયું હતું ?

૨૩--આગળ જતાં મુજફરશાહને કોણે કેદ કર્યો હતો, અને પછી તેનું શું થયું ?

## પત્ર ૧૨ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમા ઇ. સ. ૧૩૨૧ થીને ૧૩૯૬ સુધીનું વર્ણન આપ્યું ગયું; હવે આ પત્રમાં ઈ. સ. ૧૩૯૬ થી સ્વતંત્ર રાજ્યનું વર્ણન કરૂંછું.

મુજફરશાહ ગુજરાતમાં સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો, તે દરમ્યાનમાં ઇઆવળાના કોળી લોકો જે કે મોટા રસ્તે લોકોને લુટતા ફરતા હતા, તેમને શિક્ષા કરવા આ પોતાના પૌત્ર અહમદખાંને એક ફોજ આપી મોકલ્યો. એ અહમદખાંએ ત્યાંથી નિકળીને ખાંણી સરોવર આગળ પડાવ નાંખ્યો. ત્યાં તેણે સારા સારા સૈયદોને એકઠા કરીને પુછ્યું કે, જેણે કોઇનો બાપ નાહક માર્યો હોય તેનું વેર વાળવું પ્રશસ્ત છે કે નહીં? તે વખતે સૈયદોએ તેના પુછવાનો ભેદ ન સમજાયાથી હા કહી. તેવોજ અહમદખાં પાછો પાટણ આવ્યો, અને મુજફરશાહને કેદ કર્યો. ત્યારપછી તેણે ઝેરનો પ્યાલો લાવી તેને પીવા આપ્યો; જે પ્યાલો પીતી વખતે તેણે અહમદશાહને ઘણી શિખામણ આપી હતી. એ બાદશાહે ઇ. સ. ૧૪૧૧ ની ૨૭મી જુલાઇએ આવી રીતે દેહ છોડી. અને પછી અહમદશાહ તે ગાદીએ બેઠો.

એ અહમદશાહ ગાદીએ બેઠો તે વખતે ૨૧ વર્ષની ઉમરનો હતો. એ વખતે એના કાકાનો છોકરો મોદુદ જેકે વરોદડાનો અમલદાર હતો; તેણે ભરૂચમાં જઇને રાજપદ

ધારણ કર્યું. તે ઉપરથી અહમદશાહે તેના ઉપર ચઢાઇ ક-
રીને તેનો પરાજય કર્યો. પછી ત્યાંથી પાછો આવતાં સા-
બરમતીને કાંઠે અસાવળા ગામ આગળની જમીન પસંદ
પડ્યાથી, તથા શેખ અહમદ ખતુગંજબક્ષ પીરના કહ્યાથી
તેણે ત્યાં શેહેર વસાવવાનો નિશ્ચય કીધો. વળી કોઈ એવું
પણ કહે છે કે એ ગામના આશાભીલની છોકરી સાથે બાદ-
શાહને મોહબત લાગી હતી. ત્યારપછી ઈ. સ. ૧૪૧૨
માં જ્યારે એ શેહેર તૈયાર થયું, ત્યારે પોતાની રાજ્ય
ગાદી પાટણમાંથી કહાડીને એ શેહેરમાં સ્થાપી અને એ
રાજ્યધાનીનું નામ પોતાના નામ ઉપરથી અમદાવાદ પાડયું.

એ વખતે પીરોજખાંએ મોડાસા આગળ બંડ ઉ-
ઠાવ્યું. જેમાંકે ઈડરનો રાવ રણમલજી પણ સામેલ હતો,
પણ તે વાત સાંભળતાંજ અહમદશાહે ચઢાઈ કરી તેમને
રંગપુર તરફ નસાડી મુક્યા. પછી થોડે દહાડે એ બંને
બળવાખોરો વગે પ્રકટ્ટ ચાલી; તેથી રણમલજીએ તેના
હાથી ઘોડા વગેરે અહમદશાહને સ્વાધીન કરીને પોતે
શરણ આવ્યો.

એ વખતે માળવાના સુલતાન હુસંગે અહમદશાહના
શત્રુઓને આશ્રય આપ્યો હતો, તેથી તેના ઉપર એણે
જય મેળવી શત્રુઓને વગેરી નાંખ્યા. પણ તેમાંનો એક
ગીરનારમાં સોરઠના રાજાને આશ્રયે જઇને રહ્યો હતો;
તેના ઉપર પાછળથી ચઢાઇ કરી તે રાજાનો પરાજય કીધો.
અને તેનાપર ખંડણી બેસાડીને પાછો અમદાવાદ તરફ

ર્યો. રસ્તામાં આવતાં સોમાપુરના દેવળનો એણે નાશ કર્યો, જેમાંથી કે તને ઘણુંજ જવાહીર મળ્યું હતું. આગળ જતાં છેવટે રસ્તે તેણે ગુજરાતના ઘણાક રાજાઓ ઉપર ખંડણી બેસાડીને ઇ. સ. ૧૪૧૪ મા પોતાના એક સરભારાને તાજુલમુલ્કનો ખિતાબ આપ્યો, અને તેને ગુજરાતમાના હિંદુઓના દેવળ તોડી નાખીને મુસલમાની ધર્મનો વધારો કરવાનું કામ સોંપ્યું. જેમાં કે તેણે ઘણી ફતે મેળવી હતી.

ત્યારપછી બાદશાહે વાઘેલાનું રાજ્ય લીધું, તે વખતે તે વંશમાંના વરસોજી અને જેતોજી નામના બે પુરૂષો પોતાના કુટુંબ સહીત બીજાડીગઢ તથા સરધાર કરીકે ગામડે ત્યાં જઇ ગુપ્ત રહ્યા. અને પછી તેઓ ૧૫૦ સ્વાર સહીત બહારવટુ કરવા લાગ્યા; તથા અમદાવાદ સુધી ઉપદ્રવ કરતાં આવી પોહોંચ્યા. તે વખતે અહમદશાએ તેઓને પકડવાને માટે બહુજ મેહેનત કરી, પણ કંઇ ફાવ્યું નહીં. પણ આખર તેઓની ખરચી ખુટી પડવાથી નિર્બળ થઇ પડયા. ત્યારે એક વખતે એ બન્ને ભાઇઓ કડી અને અમદાવાદની વચ્ચે સાંતજ ગામ આગળ એક રાત્રે આવી ચઢયા, તે વેળાએ રજપૂત ભંડારી અભેમા કરીને કોઇ પુરૂપ ખાતરનું ગાડું લઇને જતો હતો, તેને જોઇને વાઘેલાનો માણસ ત્યાં આગળ હતો, તે સંતાઇ ગયો; પણ એવા ગાડું હાંકનારે તેને જોયો. તેણે અખાને કહ્યું કે ફુળાવની પાછો કોઇ બાહારવટીયા આવી પડેલા જણાયછે,

તે વેળાએ આપાએ કહ્યું કે તું ડરીશ નહીં. એમાં કોઈ મારા જેવો રજપૂત નથી. જો હોતતો ત્રીજે દહાડે ગ્રાસ પાછો વાળ્યો હોત. એ વાત પેલા માણસે સાંભળી, તેથી તેણે ઠાકોરને જઇને કહી. તે ઉપરથી ઠાકોરે તેને બોલાવી મંગાવ્યો, અને પુછ્યું કે તમે ગાડામાં બેઠા શું કહ્યું હતું? ત્યારે તેણે જેવું બોલ્યો હતો તેવુંજ કહ્યું. તે સાંભળીને ઠાકોરે તેને હજાર રૂપીઆનો ઘોડો અને બીજું જે માગે તે આપવાનું કબુલ કર્યું; તથા તેને સાથે લઇને અમદાવાદ તરફ ગયો.

એઓ અમદાવાદની નજદીક જઈ પોહોંચ્યા તેવારે હુરમા નામે બાદશાહની બેગમ તથા બીજા સરદારોની બીબીઓ ૫૦૦ રથના રસાળા સાથે સરખેજની પાસે મકરબાને રોજે જતી હતી. તેઓ ચાકર નફર વગેરેને પાછળ મુકી પોતે એકલીઓ થોડી આગળ જતી હતી, તે જોઇને પેલા આપા ભંડારીએ બન્ને ઠાકોરને સમજાવ્યું, કે આ તક જો તમે આ બેગમોને પકડશો, તો તમારો ગ્રાસ સેહેજમાં મળશે. એ વાત માની તેઓએ બેગમોને ઘેરી લીધી. તે જોઇને બેગમોએ પુછ્યું કે તમો કોણ છો? તથા અમને શા માટે ઘેરાઓ? ત્યારે ઠાકોરે જવાબ દીધો કે અમે વ-રહોજી અને જેતોજી નામના બાહારવટીઆ છીએ. અને અમારો ગ્રાસ બાદશાહે છીનવી લીધોછે, તેથી અમે મર-ણીઆ થયા છીએ; તે માટે અમે તમારા રથ હાંકી લઈ જશુના. એવું સાંભળી હુરમા બેગમ બોલી કે, જો તમે

મારી લાજ લેશો તો મારે મરવું પડશે. માટે તેના કરતાં જો મને છોડશો તો હું તમારૂં કામ તરત કરાવી આપીશ. તે ઉપરથી તેમણે વચન લેઈ બેગમોને છોડી દીધી. ત્યારપછી બેગમ તેજ રાત્રે બાદશાહ સાથે રોઈ સેઈ બેઠી, અને સર્વે વીતેલી વાત કરીને કહ્યું કે, જો તેઓ મને લેઈ ગયા હોત, તો તમારી શી સોભા વધત? માટે મારા આપેલા વચન પ્રમાણે તેઓને ગ્રાસ મળવોજ જોઇએ.

ત્યારે એ વાત માનીને બાદશાહે માણેકચંદ અને મોતીચંદ નામના બે કારભારીઓને તે ઠાકોરોને સમજાવી લેઇ આવવાને મોકલ્યા. તેઓ તેમને સમજાવીને તેડી લાવતા હતા, એટલામાં દરવાજા આગળ દિવસની વખતે એક નવસ્ત્રી બાયડી જોઇને ઠાકોર મનમાં એવું ગુમાન લાવ્યા કે જે ગામની સ્ત્રીઓ આવી નિર્લજ્જછે, તો તેના છોકરા જે કારભારી તે પણ તેવાજ હશે. એવા વેહેમથી તેઓ પાછા ફર્યા. તે વાત બાદશાહને ખબર પડવાથી અમીર ઉમરાવોને તેડવા મોકલ્યા. તેઓએ ઠાકોરને સમજાવીને તથા પોતે તેના જામીન થઇને બાદશાહ પાસે લેઈ આવ્યા. પછી બાદશાહે તેમને જુના કપડાં ઉતરાવી નવાં પેહેરાવ્યાં, અને તેમની સારીપેરે માવજત કરી. તે ઉપરથી ઠાકોરે ખુશી થઈ પોતાની બેહેન લાલાને તેની સાથે પરણાવી. જેથી બાદશાહે તેમનું ૫૦૦ ગામનું કણોલ પ્રગણું પાછું આપ્યું.

આ પત્રમાં હિ૰સ. ૧૦૯૬ પછીનું મુજાફરશાહ વિ૰

શેનું અને થોડું અહમદશાહ વિશેનું વર્ણન આપ્યું; હવે આવતા પત્રમાં અહમદશાહનું બાકી રહેલું વર્ણન ઈ. સ. ૧૪૪૩ સુધીનું લખીશ.

લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧–મુજફરશાહનું મૃત્યુ શી રીતે અને ક્યારે થયું, અને પછી તેની ગાદીએ કોણ બેઠું?

૨–અહમદશાહે ગાદીએ બેઠા પછી તરત કોહોનો પરાજય કર્યો, અને ત્યાંથી આવતાં કયું શેહેર વસાવવાનો નિશ્ચય કીધો?

૩–એ અમદાવાદ શેહેર ક્યારે વસ્યું, અને પોતાની રાજ્ય ગાદી ક્યાં હતી ત્યાંથી અહીં આણી?

૪–પછી મોડાસાં આગળ કોણે બંડ ઉઠાવ્યું, અને તેનું પરીણામ શું થયું?

૫–એ વખતે અહમદશાહના શત્રુને કોણે આશ્રય આપ્યો હતો, અને તેની શી હકીકત થઈ?

૬–પછી બાદશાહે ક્યા રાજાનો પરાજ્ય કરી ખંડણી બેસાડી, અને તેની શી હકીકત થઈ?

૭–હિંદુધર્મનો નાશ કરી મુસલમાની ધર્મ વધારવાને બાદશાહે કોહોને નેમ્યો? અને તે ક્યારે?

૮–બાદશાહે વાઘેલાનું રાજ્ય લીધા પછી તે વંશના ક્યા પુરૂષો બાહારવટું કરવા લાગ્યા?

૯–એ ગરાસીઆએ અમદાવાદ આગળ શું કીધું, અને તેમ કરવાની સલાહ કોણે આપી?

૧૦-એ અમો ભંડારી કોણ હતો અને તેનો સમાગમ એ ગરાસીઆ સાથે શી રીતે થયો હતો ?

૧૧-પછી એ ગરાસીઆએ બેગમને શું વચન લેઇને છોડી, અને તે વચન બેગમે પાળ્યું કે નહીં ?

૧૨-બાદશાહે એ ઠાકોરને તેડવાને કયા કારભારીને મોકલ્યા હતા ?

૧૩-એ ગરાસીઆઓને શો વેહેમ આવેથી અરધે રસ્તેથી પાછા ફર્યા ?

૧૪-ત્યારપછી બાદશાહે કોહોને મોકલ્યા, અને તેઓ તેમને લાવ્યા કે નહીં ?

૧૫-એ ગરાસીઆની બાદશાહે માવજત કર્યાથી તેમણે તેની સાથે કોહોને પરણાવી ?

૧૬-તે ઉપરથી તેમને શું અને કેટલાં ગામવાળું પ્રગણું પાછું મળ્યું ?

પત્ર ૧૩ મો.

પ્રિય ભાઇ

ગયા પત્રમાં ઈ. સ. ૧૩૯૬ પછીનું મુજફરશાહ વિશેનું અને થોડું અહમદશાહ વિશેનું વર્ણન લખ્યું હતું; હવે આ પત્રમાં ઈ. સ. ૧૪૪૩ સુધીનું અહમદશાહનું બાકી રહેલું વર્ણન લખું છું.

ગયા પત્રમાં કહેલાં વરહોજી અને જેતોજી એ બન્ને ગરાસીઆ એક દિવસે ઓરડામાં બેઠા હતા, તેવામાં બીહોલા આમનસિંહ કરીને કોઈ ૧૫૦ માણસો હઝીર લણ

તડકાને લીધે માથાપર કપડું નાંખી બાદશાહના મેહેલ નીચે રહીને જતો હતો. તે જોઇને તેઓએ મશ્કરી કરીને કહ્યું કે, આ માથા ઢંકો કોણ જાયછે? ત્યારે સામતસિંહે જવાબ દીધોકે ભાઈ હમે તો માથા ઢંકા નથી; પણ જેની બેહેન તુરકોવેરે દીધી હોય તે માથા ઢંકો કહેવાય. એવું બોલવું સાંભળીને બન્ને ભાઇઓને ગુસ્સો લાગ્યો. તેથી એવો ઘાટ ઘડયો કે, આપણે એની ચૌદ વર્ષની રૂપાળી છોકરીને કોઇપણ યુકિતથી બાદશાહવેરે પરણાવીએ તોજ ખરા.

પછી તેઓએ બાદશાહને સમજાવ્યું કે, બીહોલા સામતસિંહને ત્યાં એક મોટી રૂપાળી કંન્યા છે; તેની જોડે આપના નેકા થાય તો હમારે માથેથી કલંક ઊતરે. એ વાત ઉપરથી બાદશાહે આગ્રહ કરીને સામતસિંહ પાસે તે કંન્યા પોતાને આપવાનુ કબુલ કરાવ્યું. અને બાદશાહે તે લગનના ખરચને માટે અતીશય ધન ઉંટપર ભરીને તેને ઘેર મોકલી દીધું. એ વખતે સામતસિંહે વિચાર કર્યો કે આપણે બાદશાહ આગળ કેટલાંએક ગલ્લાંતલ્લાં માર્યાં તે વ્યર્થ ગયાં, અને હવે આગળ સીધી રીતે આપણું કામ ચાલે તેવું કંઈ જણાતું નથી. માટે તેણે પેચ કરીને બાદશાહનેજ પૈસે બીહોલ ગામનો કોટ અને બુરજ બંધાવી તેમાં લશ્કર તથા દારૂ ગોળો તૈયાર કર્યો, અને વળી પોતાના ગામથી ચૌદ ગાઉને છેટે ઘોરીપાવર્ટીનો કિલ્લો હતો, ત્યાં પોતાનો મેહેલ બંધાવી તેમાં એક વિશાળ ભોંયરૂં કરાવ્યું. પછી આણીગમથી જ્યારે

બાદશાહ ધામધુમથી લગ્ન કરવાને આવ્યો, ત્યારે રમેલી દગલબાજી પ્રમાણે લડાઈ થઈ; જેમાંકે સામતસિંહનો આખરે પરાજય થયો, અને વૈરીપાવટી તરફ નાઠો. પણ ત્યારપછી બાદશાહે ત્રણ મહીના રહીને ત્યાં ચડાઈ કરી, અને મોટી લડાઇ થઇ, તેમાં સામતસિંહ પાસે દારૂગોળો ખુટવાથી તે સોના રૂપાની ગોળી કરાવીને લડયો; પરંતુ તે અંતે હાર્યો અને ધુવાના પર્વત ઉપર જતો રહ્યો. પછી પોતાની પુત્રી ઇડરના રાવને પરણાવીને સામતસિંહ બાહારવટુ કરવા લાગ્યો; તેમાં બાર વર્ષ સુધી બાદશાહને હેરાન કીધો. છેવટે બાદશાહે તેને દેગામ પ્રગણાનો ચોરાસી ગામનો વાંટો આપ્યો, જેથીકે સામતસિંહ પાછો બીહોલમાં આવી રહ્યો.

આગળ થોડું રહીને પેલી લાલા મરણ પામી, તેથી અહમદશાહ ઘણો ઉદાસ રહેવા લાગ્યો. તે ઉપરથી કારભારીઓએ એક બ્રાહ્મણને એવીજ કંન્યા શોધવાને મોકલ્યો; જેણે રાવ સત્રાસલજીની કંન્યા શોધી કાહાડી. તે કંન્યાનું માગું બાદશાહે સત્રાસલજીને તેડાવીને પોતે કર્યું. પણ તેણે અસીને ના કહી તેથી કેદ કરી લીધો. પછી એ સમાચાર જ્યારે સત્રાસલજીની સ્ત્રીને મળ્યા, ત્યારે તે ઘણીજ દલગીર થઇ, અને પોતાના ધણીના છુટકારા સારૂં પોતાની છોકરીને સણગારી બાદશાહ પાસે મોકલી દીધી; તેથી બાદશાહે સત્રાસલજીને બેડીમાંથી છોડી દીધો. પણ તે જ્યારે ઘેર ગયો અને પોતાની છોકરીને નહીં જોઈ, ત્યારે તેણે

પોતાની બૈરીને પુછયું. તેવારે તેણીએ સઘળી બનાવેલી બિના કહી સંભળાવી. જેથી તેણે પોતાની બૈરીનો ધીક્કાર કર્યો; અને તરવારથી પોતાનો પ્રાણ ત્યાગ કર્યો. એના મરણ પછી બાદશાહે તે કંન્યાના ભાઈને તથા બીજા કેટલાક રજપૂતોને જોર જુલમથી વટાળ્યા.

પછી ઇ. સ. ૧૪૧૮ મા માળવાના સુલતાન હુશંગ અને તેની સાથે આશીડનો રાજા મળી જઈને સુલતાન અને નંદુરબારના પ્રગણાં લેવાને ધારતા હતા; તેણી તરફ અહમદશાહ તેનું રક્ષણ કરવાને જઈ પોહોંચ્યો. પણ આ-ણીગમ ઇડરનો રાણો, ચાંપાનેરનો રાવળ અને મંડળગઢ તથા નાદોદના રાજા વગેરે એક સંપ થઇને માળવાના સુ-લતાન હુસંગને ગુજરાતપર હલ્લો કરવા સારૂ બોલાવવાને-વિચાર કર્યો. તથા તે વાત સાંભળીને સોરઠના રાજાએ ખંડણી બંધ કરી.. એ સમાચાર અહમદશાહને કળતાંજ-તરત નર્મદા નદી ઉતરીને પોતાની છાવણી મહી નદીના કાંઠા ઉપર કરી. અને પછી ત્યાંથી થોડી ફોજ લેઇને મોડાસે જઈ પોહોંચ્યો; તથા સર્વે રાજાના ઉપર ફોજ મો-કલી તેઓનું જોર નરમ પાડયું. પછી ચોમાસુ ગયા બા-દ હુસંગને હરાવી માંડુના કિલ્લા સુધી જઇ પોહોંચ્યો. એ વખતે માળવાના બાદશાહે સલાહ કીધી, તેથી તે પા-છો ફર્યો, અને ત્યાંથી આવીને તેણે ઇડર સરકરી લઇને ચાંપાનેર ઉપર ચડાઇ કરી ખંડણી કબુલ કરાવી. એ પ્ર-માણે સર્વે રાજાઓનું બંડ વખેરી નાખ્યું, તથા હિંદુઓ-

ના દેવળો તોડી નાખી તે જગાએ મશીદો બંધાવી.

ત્યારપછી ઇ. સ. ૧૪૨૬ મા ઇડર ઉપર પાછો ચઢયો. પણ ત્યા કંઇ એની હામ ચાલી નહી તેથી તે દેશ ઉપર દાબ બેસાડવાનો વિચાર કરીને હાથમતી નદીના કીનારા ઉપર ઇડરગઢના શિખર ઉપરથી દેખાય એવો એક કિલ્લો બાંધ્યો; અને તેનું નામ અહમદનગર પાડયું. ઇ. સ. ૧૪૨૮ મા નારણદાસે ખંડણી નહીં ભર્યાથી અહમદશાએ ઇડર ઉપર ફરીને ચઢાઇ કરી, તેમા ઇડરવાડાનો એક કિલ્લો માર્યો; જેમાં કે એણે એક મોટી મશીદ બંધાવી.

એ બિના બન્યા પછી સાષ્ટી, માહીમ અને બામાદેવીમા કુતુબખાં નામનો અહમદશાહનો એક સુબો હતો, તે મરણ પામ્યો. તેથી બ્રાહ્મણી સુલતાન તે જગાનો કબજો કરી પડયો. તે ઉપરથી અહમદશાહે દીવ, ઘોઘા અને ખંભાતને બંદરે સતર વહાણનો કાફલો તૈયાર કરી તેના ઉપર ચઢાઇ કીધી, તેમા અહમદશાહની ફતે થઇ. ત્યારપછી થાણા આગળ બીજી લડાઇ થઇ તેમાં પણ એની ફતે થઇ. આગળ ઇ. સ. ૧૪૩૧ મા એ બ્રાહ્મણી સુલતાને ગુજરાતના તાબા માહેલાં ખાંનદેશ જીલા ઉપર હુમલો કર્યો, પણ અહમદશાહે તેને હરાવ્યો.

બીજે વર્ષે અહમદશાહે રાજસ્થાન ઉપર ચઢાઇ કરીને ડુંગરપોરના રાવળ ઉપર ખંડણી બેસાડી. અને પછી મેવાડમાં પેસીને કોટા બુંદી અને નંદુલમના રાજ પા-

સેથી ખંડણી લીધી. એ પતે મેળવ્યા પછી અહમદશાહે પોતાની આખરની જીંદગી માળવા પ્રાંત લેવાના પ્રયત્નમાં કાઢી; પણ તેમાં કંઈ નહીં ફાવતાં ઈ. સ. ૧૪૪૩ ના જુલાઇ મહીનાની ૪ થી તારીખે અમદાવાદમાં મરણ પામ્યો. અને તેની પાછળ તેનો છોકરો મહમદ ગાદીએ બેઠો.

આ પત્રમાં અહમદશાહના બાકી રહેલા ઈ. સ. ૧૪૪૩ સુધીના વર્ણનની સમાપ્તી કરી; હવે આવતા પત્રમાં ઈ. સ. ૧૪૪૩ થીતે ૧૪૫૮ સુધીનું વર્ણન કરીશ.

લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧–ગરાસીઆ વરહોજી અને જેતાજીએ કયા ઠાકોરની મઈકરી કીધી, અને તેનો પ્રતિઉત્તર ઠાકોરે શો આપ્યો?

૨–તે ઉપરથી એ ગરાસીઆએ બાદશાહને શું સમજાવ્યું?

૩–એ શિખાવણી પ્રમાણે બાદશાહે શું કીધું, અને તેમાંથી પરીણામ શું નિપજ્યું?

૪–આખરે એ લડાઈમાં કોહ્નોનો પરાજય થયો, અને તે ક્યાં નાસી ગયો?

૫–પછી ધારીપાવટી આગલ બીજી લડાઈ થઈ, તેમાં સામતસિંહ દારૂગોળો ખુટ્યાથી ચાની ગોળીઓ કરાવી લઢ્યો અને અંતે તેમાં પરીણામ શું થયું?

૬–ત્યારપછી એ સામતસિંહે પોતાની પુત્રી કોહ્નોની સાથે પરણાવી દીધી અને પોતે શું કરવા લાગ્યો?

૭–એ ગુ બાહારવટુ કેટલાં વર્ષ કીધું અને તેમાં આ-ખરે શો નિવેડો નિકળ્યો ?

૮–આગળ જત. બાદશાહ શાથી ઉદાસ થયો, અને તે મટાડવાને તેના કારભારીઓએ શો ઉપાય કીધો ?

૯–એ બ્રાહ્મણે કેઇ કંન્યા સોધી કાહાડી, અને તે કંન્યા બાદશાહને શી રીતે મ ી તથા તેમાં બીજી શી બિના બની ?

૧૦–ઇ. સ. ૧૪૧૮ મા અહમદશાહ કયા પ્રગણાના રક્ષણ સારૂ ગયો હતો, અને ત્યારપછી કયા કયા રાજાઓ નો પરાજય કરી તેમનાપર ખંડણી બેસાડી ?

૧૧–ત્યારપછી એ બાદશાહે ઇડર ઉપર ફરીને ચઢા-ઈ કયારે કરી, અને તે વખતે લડાઈનું નહીં થાવ્યાથી કયો કિલ્લો બંધાવ્યો ?

૧૨–ફરીને બીજી ચઢાઈ કયારે કરી, અને તેમાં શું પરીણામ થયું, તથા તે ચઢાઇ કરવાનું કારણ શું હતું ?

૧૩–એ બિના બન્યા પછી બ્રાહ્મણી સુલતાન સાથે શા કારણથી અને કઇ જગોએ લડાઈ થઇ, તથા તેમાં શું પરીણામ થયું ?

૧૪–ત્યારપછી એ બ્રાહ્મણી સુલતાને કયાં અને કયા-રે હુમલો કીધો, અને તેમાં કોહોનો પરાજય થયો ?

૧૫–ઇ. સ. ૧૪૩૨ માં અહમદશાહે કયાં ચઢાઇ ક-રી અને કોહોની પાસેથી ખંડણીઆ લીધી ?

૧૬–પછી અહમદશાહે આખરની જીંદગી કયો પ્રાંત ખેલાના પ્રયત્નમાં કાઢી ?

૧૭–અહમદશાહ ક્યારે મરણ પામ્યો અને તેની પાછળ કોણ ગાદીએ બેઠો?

પત્ર ૧૪ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઈ. સ. ૧૪૪૩ સુધીનું વર્ણન આવી ગયું. હવે આ પત્રમાં ઈ. સ. ૧૪૪૩ થી તે ૧૪૫૮ સુધીનું વર્ણન કરૂં છું.

મહમદશાહે ગાદીપર બેઠા પછી ઈડરના રાવ ઉપર ચઢાઈ કરી, તે વખતે રાવ ડુંગરોમાં સંતાઈ રહ્યો હતો; પણ તેનો કંઈ ઇલાજ નહીં ચાલ્યાથી બાદશાહ પાસે માફ માગીને પોતાની પુત્રી તેની સાથે પરણાવી. ત્યારથી મહમદે વાગડ ઉપર ચઢાઈ કરી ત્યાંની ખંડણી વસુલ કરી લઈને અમદાવાદ પાછો આવ્યો. ત્યારપછી ઈ. સ. ૧૪૪૯ માં ચાંપાનેરના રાવળ ગંગાદાસ ઉપર ચઢાઈ કરીને તેનો પરાજય કર્યો. પણ પાછળથી એ રાવળે પોતાની મદદે માળવાના બાદશાહને બોલાવ્યો; તેથી મહમદશાહથી ટકી શકાયું નહીં; પણ પાછું ફરવું પડયું. એ વખતે માળવાના સુલતાન મહમદે ગુજરાતને ખાલસા કરી લેવાની તૈયારી કરી. પણ એટલામાં ગુજરાતના અમીરોએ પોતાના બાદશાહનું હીચકારાપણું જોઈને તેને ઝેર દઈને મારી નાંખ્યો. તા૦ ૨૧ મી ફેબ્રુઆરી ૧૪૫૧.

એ મુઆ પછી એની ગાદીએ એના છોકરા કુતુબશાહને બેસાડયો. તેણે તરતજ સરખેજ અને વટવાની

વચ્ચે શત્રુ આવી પોહોંચ્યા હતા તેની સાથે લડાઈ કરી. તેમાં તેણે માળવાના સુલતાનને હડાવ્યો. પણ તે વખતે એ મહમદ સુલતાન મરણીઆ થઈને ગુજરાતના લશ્કરની વચમાં રહીને બાદશાહનો કમરપટો અને મુગટ લેઈ ગયો. પછી કુતુબશાહ, પોતાના રાજ્યનું ઈશ્વરે રક્ષણ કર્યું, માટે તેનો પાડ માનીને પોતાને વતન આવ્યો. આગળ વળી સુલતાનપુર લેવાને કુતુબશાહે લશ્કર મોકલ્યું હતું, તે વખતે એ બન્ને બાદશાહ વચ્ચે એવી સલાહ થઇ કે આપણે માંહોમાંહે કદી લડવું નહીં; પણ હિંદુઓમાં મોટા રાજા કુંભોજી તેનો આપણે બન્ને જણે મળી નાશ કરવો.

એ કરાવ પ્રમાણે કુતુબશાહે નાગોરના રાજાની કુમકે ચીતોડ ઉપર સ્વારી કરી, પણ ત્યાં કંઈ ફાવે એવું નહીં માલમ પડ્યાથી શીરોઈ ઉપર સ્વારી કરી. અને ત્યાં જય મેળવ્યા પછી કુમળનેરના કિલ્લા ઉપર ગયો. ત્યાં આગળ રાણો કુંભો પોતે સામો આવ્યો, અને કેટલીક લડાઈ થઈ; તેમાં અંતે રાણા કુંભાનો પરાજય થયો. તેથી તેણે સલાહ કરવાની વિનંતી કીધી. અને કુતુબશાહને ઘણુંક દ્રવ્ય આપ્યું. પછી એ મુલક વેહેંચી લેવાને સારૂ ચાંપાનેરમાં કુતુબશાહે અને સુલતાન મહમદના વકીલોએ સલાહનો લેખ કીધો. ત્યારપછી બીજે વર્ષે કુતુબશાહે ચીતોડ ઉપર ચઢાઇ કરી આબુગઢનો કિલ્લો લીધો. અને પાછળથી ડુંગરાઓમાં સાધારણ બે લડાઇઓ થયા પછી રાણાને શરણ આવવાની જરૂર પડી.

વળી ઈ. સ. ૧૪૫૮ માં નાગોરને જેર કરવા સારૂ રાણા કુંભાએ હથીઆર પકડયાં. પણ તે વખતે કુતુબશાહે તેના ઉપર ચઢાઇ કરીને જય પામતો કોમળનેરના કિલ્લા લગી આવી પોહોંચ્યો, અને રાણા કુંભાનો પરીને અટકાવ કર્યો. પછી એ બાદશાહ અમદાવાદમાં આવીને સને ૧૪૫૮ ની તા૦ ૧૩ મી મેએ મરણ પામ્યો, અને એનો કાકો સુલતાન દાઉદ તખ્તપર બેઠો. તેણે એક માસ ને સાત દાહાડા રાજ્ય કર્યું, એટલામાં તે, રાજ્યને અયોગ્ય માલમ પડવાથી અમીરોએ તેને ઉઠાડી તેના ઓરમાઇ ભાઈ મહમદને ગાદીએ બેસાડયો.

મારા આ પત્રમાં ઇ. સ. ૧૪૪૩ થી તે ૧૪૫૮ સુધીનું વર્ણન આપ્યું, હવે આવતા પત્રમાં ઇ. સ. ૧૪૫૮ થી તે ૧૪૮૨ લગીનું મહમદ બેગડા વિશેનું વર્ણન લખીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ***

૧—મહમદશાહે ગાદીપર બેઠા પછી કયાં ચઢાઇ કરી અને તેનું પરીણામ શું થયું?

૨—વળી તેણે બીજી ચઢાઈ કયાં કરી અને કયારે, તથા તેમાં પરીણામ શું થયું?

૩—પછી એ બાદશાહ કયારે મરણ પામ્યો અને તે શાથી? તથા તેની પાછળ ગાદીએ કોણ બેઠો?

૪—એ કુતુબશાહ કોહોની સામે લડવા ગયો અને તેમાં પરાજય કોહોનો થયો?

૫–પછી એ બન્ને બાદશાહ વચ્ચે શી સલાહ થઇ અ-
ને તે ક્યારે?

૬–એ સલાહ પ્રમાણે કુતુબશાહે ક્યાં ક્યાં ચઢાઇ ક-
રી અને તેમાં પરીણામ શું થયું?

૭–ત્યારપછી એ ચિતૌડપર એણે બીજી સ્વારી ક્યા-
રે કરી અને કયો કિલ્લો લીધો?

૮–વળી એ ચિતોડપર એણે ત્રિજી સ્વારી ક્યારે
અને શા માટે કીધી તથા તેમાં પરીણામ શું થયું?

૯–કુતુબશાહ ક્યારે મરણ પામ્યો અને એની ગા-
દીએ બીજો કોણ બેઠો?

૧૦–દાઊદશાહે કેટલા દહાડા રાજ્ય કર્યું અને પછી તે
તખ્ત રહીત કેમ થયો તથા તેની પશ્ચાત બીજો કોણ બેઠો?

પત્ર ૧૫ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં મેં ઇ. સ. ૧૪૪૩ થીતે ૧૪૫૮ સુ-
ધીનું વર્ણન આપ્યું હતું; હવે આ પત્રમાં ઇ. સ. ૧૪૫૮
થી તે ૧૪૮૨ સુધીનું મહમદ બેગડા વિષેનું કંઇક વર્ણ-
ન કરૂંછું.

એ મહમદ બેગડો ગાદીએ બેઠો ત્યારે માત્ર ૧૪ વ-
ર્ષની ઉમરનો હતો, તોપણ તે બાહાદુર ઘણો હતો. કેમકે
તેવેળાએ વઝીરને મારવા સારૂ ૩૦,૦૦૦ માણસનું બંડ
ઉઠયું હતું, અને તેઓ સર્વે બાદશાહનો મેહેલ ઘેરી વ-
ળ્યા હતા. તેમની વચમાં એ બાદશાહ પોતાના કારભા-

રીઓની મના છતાં ધનુષ્યબાણ લેઇને દરવાજા ખોલાવી બહાર નિકળી પડયો. અને ડંકો વગડાવતો ધીરે ધીરે શત્રુઓની વચ્ચે રહીને આગળ ચાલ્યો, તથા પોતાની ધૈર્યતાથી અને ચતુરાઇથી બળવો બેસાડીને વજીરનો જીવ ઉગાર્યો.

પછી ઇ. સ. ૧૪૬૧ માં માળવાના બાદશાહ મહમદ ખીલજીએ દક્ષિણમાં નીજામશાહ ઉપર ચઢાઇ કરી હતી, તેથી તેણે બેગડા પાસે મદદ માંગી, પણ એ વખતે મહમદ બેગડાથી ત્યાં જવાનું બની શક્યું નહીં. પરંતુ તેણે તેના બચાવ સારૂ માળવા ઉપર ચઢાઇ કરી. જેથી મહમદ ખીલજીને પાછું ફરવું પડયું હતું.

આગળ જતાં એ મહમદ બેગડાને મહમદ પેગંબરે સ્વપ્નામાં મુર્તિપુજકોનું પારીપત્ય કરવાનું ફરમાવ્યું એવા બાહાનાથી તેણે ઇ. સ. ૧૪૬૬ માં સોરઠદેશ જીતવાની તૈયારી કરવા માંડી. પછી તે ફોજ લેઇને ચાલ્યો, અને ગીરનાર જ્યારે ૮૦ મૈલ દુર રહ્યુ, ત્યારે પોતાના કાકા તગલખખાંનને ૧,૦૦૦ માણસ આપી, ત્યાંની મોહોબીલ નામની બહારની જગો રોકી લેવાને આગળ મોકલ્યો. તેણે ત્યાં જતાંજ વારને પોહોરેગીર રજપૂતને કતલ કરી નાંખ્યા. તેથી રાણો ડુંગરપરથી ઉતરીને તેની સામો આવ્યો. અને પછી લડાઇ ચાલી તેમાં મુસલમાનનો પરાજય તો થયો, પણ એટલામાં બાદશાહ પોતે આવી પોહોંચ્યો, તેથી રાવનો અંત પરાજય થયો અને વાપસ થઇને નાઠો. બાદશાહે તેની પુઠે લાગીને કિલ્લાને ઘેરો ઘાલવા માંડયો, તે-

થી રાણાએ શરણ આવીને બાદશાહને ખંડણી આપી પાછો ફેરવ્યો. તોપણ એ બાદશાહ બીજી વાર ચઢાઇ કરવાને બાહાનું સોધ્યા કરતો હતો, અને તેવામાં તેને એવી ખબર મળી કે, એ રાત મંડળીક રાજ્ય ચિન્હ ધારણ કરીને કોઇ દેવળમાં બડી ધામધુમથી પુંજા કરવા ગયો હતો. તે ઉપરથી તેને શિક્ષા કરવાને બાહાને ૪૦,૦૦૦ સ્વાર લેઇને ચઢયો, પણ તે સ્વારીની સુચના મળતાંજવારને રાવે શરણે આવીને ખંડણી તથા રાજ્ય ચિન્હ બાદશાહની આગળ મુકયાં; જેથી કે બાદશાહને પાછું ફરવું પડયું.

પરંતુ તેણે ફરીથી તેજ વર્ષે બીજી સ્વારી કરી. તે વેળાએ મંડળીકે બાદશાહને એવી વિનંતી કીધી કે, જે કંઇ મારી પાસે છે તે સર્વે કેહો તો આપું, પણ મારી પ્રજાને બાલી કાપર કરો નહીં. પણ તે વાત સાંભળીને બાદશાહે જવાબ દીધો કે, જો તારે શાંતી ભોગવવી હોય તો અમારો ધર્મ માન્ય કર. તેથી તે ત્યાંથી નાસીને જુનાગઢમાં જઇ ભરાયો. ત્યાં પણ બાદશાહ પુંઠે લાગ્યો, તેથી તેને ત્યાંથી ખસીને ગીરનારપર જવું પડયું; પણ આખરે તેના કિલેદાર ભુખે મરવા લાગ્યા, તેથી બાદશાહને શરણ જઈ મુસલમાની ધર્મ સ્વીકારવો પડયો. અને પાછળથી મુસલમાને તેને "ખાનજહાંન" કેહેતાં જગતનો ધણી એવો કિતાબ આપ્યો હતો, જેની કબર હાલ અમદાવાદમાં કંદોઇની પોળમાં છે અને મુસલમાન લોકો અદ્યાપી સુધી તેની પુંજા કરેછે. આ પ્રમાણે સોરઠ દેશ મહમદ બેગ-

ડાને સ્વાધીન થયા પછી તેણે સૈયદ અને બીજા વિદ્વાન પુરૂષોને ત્યાં બોલાવી વસાવ્યા; અને વળી તેની સાથે મુસ્તફાબાદ નામે શેહેર પણ વસાવ્યું.

પછી ઈ. સ. ૧૪૭૨ માં કચ્છ ઉપર ચઢાઈ કરી ત્યાં જય મેળવ્યો, અને ત્યાંથી પછી સિંધ દેશમાં જઈને જટ તથા બલોચી લોકોનો પરાજય કરતો સિંધુ નદી સુધી જઈ પોહોંચ્યો. પછી ત્યાંથી પાછા ફરી સ્વદેશ આવતાં (જગત) દ્વારીકાના બેટપર જઇને ત્યાંના ચાંચીઆનો નાશ કરીને ત્યાંના રાજા ભીમદેવને કેદ કરી લીધો. અને પછી તેને અમદાવાદ લાવીને શેહેરની આજુબાજુ મુએલા કુતરાની માફક ઘસડાવીને મારી નાંખ્યો. વળી તે વખત બાદશાહે તે ટાપુમાંની મુર્ત્તિ તોડી નાંખીને ત્યાં આગળ એક મશીદ બંધાવી, તથા ત્યાં એક અમલદાર નેમ્યો. એ ચઢાઈ કરવાનું કારણ એવું કહેવાયલું છે કે એ ચાંચીઆ લોકે એક મુશાફરી વહાણ પકડી લાવીને પોતાના બંદર આગળ લુટયું, તેમાં એક ધર્મી વિદ્વાનને ઘણો હેરાન કીધો હતો તેથી બાદશાહને ઘણો ગુસ્સો ચડયો હતો.

આ પત્રમાં ઈ. સ. ૧૪૫૯ થીતે ૧૪૮૨ સુધીનું મહમદ બેગડા વિષેનું થોડું વર્ણન કર્યું; હવે આવતા પત્રમાં ઇ. સ. ૧૪૮૨ થીતે ૧૫૧૧ લગીનું મહમદ બેગડા વિષેનું બાકી રહેલું સવિસ્તર વર્ણન લખવામાં આવશે.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ.**

૧–મહમદ બેગડો ગાદીએ કયારે બેઠો અને તે વ-

ખાતે તેની ઉમર કેટલાં વર્ષની હતી, તથા તે વેળાએ તેણે શું બાહાદુરીનું કામ કીધું ?

૨--વળી એ બાદશાહને માળવા ઉપર શા સારૂ ચઢાઈ કરવી પડી હતી અને તે ક્યારે ?

૩--ત્યારપછી એ બાદશાહે સોરઠદેશ જીતવાની ક્યારે અને શા બાહાનાથી તૈયારી કરવા માંડી ?

૪--પછી એ સ્વારી કરી તેનું પરીણામ શું થયું અને શી શી બિના બની ?

૫--વળી એ દેશ ઉપર બીજી સ્વારી એણે શા બાહાને કરી, અને તેમાં શું પરીણામ થયું ?

૬--ત્યારપછી બાદશાહે ત્રીજી સ્વારી કરી તેમાં શી બિના બની ?

૭--એ રાવ મંડળીકને મુસલમાન થયા પછી તે લોકોએ શું નામ આપ્યું હતું ?

૮--સોરઠદેશ મહમદ બેગડાને સ્વાધીન થયા પછી તેણે ત્યાં કયું શેહેર વસાવ્યું ?

૯--વળી એ બાદશાહે ઈ. સ. ૧૪૭૨ માં ક્યાં ક્યાં ચઢાઈ કરી, અને ક્યાંથી પાછો ફર્યો ?

૧૦--ત્યાંથી પાછા આવતાં તેણે ક્યાંના રાજાને કેદ પકડયો, અને તેને શી શિક્ષા કરી ?

૧૧--એ ચાંચીઆ પર ચઢાઈ કરવાનું કારણ શું હતું ?

## પત્ર ૧૬ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઈ. સ. ૧૪૫૮ થી તે ૧૪૮૨ સુધીનું મહમદ બેગડા વિશેનું થોડુંક વર્ણન લખ્યું હતું; પણ હવે

આ પત્રમાં ઈ. સ. ૧૪૮૨ થી તે ૧૫૧૧ લગીનું મહમૂદ બેગડા વિશેનું બાકી રહેલું સવિસ્તર વર્ણન કરશું.

ઇ. સ. ૧૪૮૨ માં સુરતની દક્ષિણમાંના વળસાડના ચાંચીઆ લોકનું બળ દરીઆમાં ઘણું વધી પડેલું જોઇને, બાદશાહે ખંબાત બંદરે દરીઆઈ કાફલો તૈયાર કરી તેઓ ઉપર ચડાઇ કરી; અને તે લોકોનો પરાજય કરીને કેટલાંક વહાણ પકડી લીધાં.

વળી એજ વર્ષની આખરે બાદશાહે ચાંપાનેર ઉપર ચડાઈ કરવાની તૈયારી કરવા માંડી. પણ તે વાત ત્યાંના રાવળ જયસિંહને કળતાંજ તે ગુસ્સા ભેર શેહેર બહાર નિકળ્યો અને બાદશાહના મુલકમાં આગ લગાડવા તથા તરવાર ચલાવવા લાગ્યો. પરંતુ આખરે પોતાની મેળે ભયભિત થઇને સલાહનું કેહેણ કેહેવડાવ્યું. પણ એણે બાદશાહના મુલકમાં ઘણું નુકસાન કર્યું હતું, તેથી તેણે કોપાયમાન થઇને ઇ. સ. ૧૪૮૩ ના માર્ચની ૧૭ મીએ ચડાઈ કરી તે ગઢને ઘેરો ઘાલ્યો. એ ઘેરો ઉઠાવવાને હિંદુઓએ ઘણા હલા કર્યા પણ ફાવ્યા નહીં. આખરે ઘાસ દાણાની તંગી પડવાથી રાવળે માળવાના સુલતાન ગ્યાસુદ્દીન પાસે મદદ માંગી. અને એ મદદ મળીતો હોત, પણ એટલામાં મહમદ બેગડાને તે વાતની ખબર પડવાથી માળવા તરફ પોતે જઈ પોહોંચ્યો; જેથીકે માળવાના બાદશાહનું મન મદદ કરવામાં હઠી ગયું. ત્યારપછી મુસલમાન ઇ. સ. ૧૪૮૪ ના નવંબરની ૧૭ મી તારીખે પશ્ચિમ તર

જથી કોટમાં ભગદાળું પાડીને માંહે પેઠા. અને વળી બી-
જી કોરથી મલેક ઇઆઝસુલતાનીએ સીડી મુકાવી, પોતાના
લોકોને ચઢાવા લાગ્યો. એ વખતે રજપુતે તેઓને હાંકી
કાઢવા સારૂં ઘણો શૂરવી પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો.
અંતે તેઓએ ચિતા ખડકીને રાણી, છોકરા વગેરેને બા-
ળી મુક્યાં અને પોતે નાહી ધોઇ કેસરીઆ બનીને મુસલ-
માનપર તુટી પડયા. એ કાપા કાપીમાં બન્ને પક્ષના ઘણાં
માણસો મુઆપછી આખરે રાવળ અને તેનો પ્રધાન પક-
ડાયા. ત્યારપછી બાદશાહે ઘાયલ માણસ સારાં થયાં ત્યાંસુ-
ધી રહીને એક મસીદ બંધાવી. પાછળથી જ્યારે રાવળ
અને તેના પ્રધાનના ઘા રૂઝાઈ ગયા, ત્યારે બાદશાહે તેને
નાહક ઠાર માર્યા. એ મારતી વખતે તેઓએ વિનંતી ક-
રી કહ્યું હતું કે જો તમે હમારો જીવ ઉગારો તો હમે મુ-
સલમાન થઇએ, પણ બાદશાહે કાંઈ માન્યું નહીં.

ત્યારપછી એ ચાંપાનેરનું નામ મહમુદાબાદ પાડીને
બાદશાહ ઉમરાળે ગયો અને ત્યાંના રાજાને કેદ કરી લેઇને
અમદાવાદ લાવી બંધીખાને નાંખ્યો. પણ એ રાજાને
બે વરસ પછી કોઇ કુંભાર ગધેડાની ગુણમાં ઘાલીને બં-
ધીખાનામાંથી લઇ ગયો. પાછળથી તેની ફોઇએ બાદશાહ-
ને ખંડણી ભરીને તેને પાછો ગાદીએ બેસાડયો, તથા તે
દિવસથી તે રાજાએ પટ્ટાઈ રાવળનું પદ ધારણ કર્યું. તે-
ના વંશજ હજીસુધી ગાદી ભોગવેછે, અને જ્યારે કોઈ ન-
વો રાજા ગાદીએ બેસેછે ત્યારે કુંભાર રાજ તીલક કરેછે.

આગળ જતાં ઈ. સ. ૧૪૯૪ માં દક્ષિણમાંના પરાક્ર સરદારે ગુજરાતના વેપારીના વહાણ પકડી લેઇને માહીમનો ટાપુ કબજ કરી લીધો. તે ઉપરથી મહમદશાહે તેનાપર બે તરફથી ફોજ મોકલી, તેમાંની એક દરીઆને માર્ગે ને બીજી જમીનને માર્ગે.

પણ એ દરીઆઈ ફોજ તે ટાપુની લગભગ જઈ પોહોંચી ત્યારે તોફાન લાગ્યું, તેથી ઘણા માણસનો નાશ થઈ ગયો તથા બાકી રહેલા ખલાસી અને સરદાર શત્રુના હાથમાં પકડાયા. એ વાતની ખબર જમીન માર્ગનાં લશ્કરને લગભગ જઈ પોહોંચ્યા પછી માલમ પડી. તેવારે તેણે ત્યાંજ છાવણી કરીને તે હેવાલ બાદશાહને કેહેવડાવ્યો. પણ એટલામાં દક્ષિણના રાજાએ બંડખોરોને વશ કરી લેઇને ગુજરાતના સરદારને કેદમાંથી છોડવી તેમનો દરીઆઈ કાફલો આપીને વદાએ કીધા. ત્યારપછી બીજે વર્ષે બાદશાહે વાઘરપર તથા ઈડરપર ચઢાઈ કરીને ત્યાંના રાજા પાસે પુષ્કળ ધન લીધું હતું.

ત્યારપછી કેટલાંએક વર્ષ રહીને એટલે ઈ. સ. ૧૫૦૭ માં ફીરંગી લોકો ગુજરાતના કીનારા ઉપર વસવાની કોશીસ કરતા હતા, તેમના ઉપર બાદશાહે ચઢાઈ કરી. અને બાદશાહ જયારે માહીમ અને દમણ આગળ આવી પોહોંચ્યો, ત્યારે તેને તુર્કસ્તાનની દરીઆઈ ફોજ ત્યાં આવેલી હતી તેની મિટ થઈ; તથા તેમની મદદે મુંબઈની દક્ષિણમાંના ફીરંગીના ચોલ બંદર ઉપર હુમલો કરીને તેઓનો

પરાજય કર્યો, જેમાંકે ફીરંગીના સરદાર આલ્મેદા વગેરે ઘણા જણ માર્યા ગયા. પછી એક બીજી લડાઈ સોરઠ કાંઠે દીવ બંદર આગળ થઈ, તેમાં બાદશાહની તથા તુર્કસ્તાનની દરીઆઈ ફોજનો પરાજય થયો.

આવી રીતે સર્વ બનાવ બન્યા પછી ઇ. સ. ૧૫૧૦ માં પાટણ તરફ ફરવાં ગયો હતો, તેવારે ત્યાં રાજ્યના સર્વ મહાન પુરૂષોને એકઠા કરી કહ્યુ કે હવે મારી આ છેલ્લી મુલાકાત છે, કેમકે હવે મને મારૂં મરણ નજદીક આવેલું લાગેછે. ત્યારપછી અમદાવાદ આવતાં સરખેજમાં શેખ અહમદ ખટ્ટુની કબરે પગે લાગવા ગયો, જ્યાં આગળ કે પોતાની કબર તૈયાર થએલી જોઇને પસ્તાવાથી આંખમાં આંસુ લાવ્યો. તે પછી અમદાવાદ આવી ત્રણ મહીના માંદો રહીને ઇ. સ. ૧૫૧૧ માં મરણ પામ્યો.

એ મહમદ બેગડો ગુજરાત દેશમાં અગાઉ જેવો સિદ્ધરાજ જયસિંહ હિંદુઓમાં મહાનરાજા થઇ ગયો હતો, તેવોજ મુસલમાન લોકની વચ્ચે એપણ થઇ ગયો. વળી એની બેગડાની આડક વિશે એવું કહેવાયલું છે કે એની મુછો સિંગડા જેવી હતી: પણ કોઇ કોઇ એવું કહેછે કે, એણે જુનાગઢ અને ચાંપાનેરનો ગઢ એવા બે ગઢ લીધાથી પડી છે. વળી એ બાદશાહે મુસ્તફાબાદ, મહમુદાબાદ અને વાત્રક નદીના કાંઠા ઉપર મેહમદાવાદ એવાં ત્રણ શેહેર વસાવ્યાં હતાં. તેમાંના છેલ્લા શેહેરમાં મેહેલ બંધાવીને બાદશાહ ઘણો ખરો ત્યાં રેહેતો હતો.

આ પત્રમાં ઈ. સ. ૧૪૮૨ થી તે ઈ. સ. ૧૫૧૧ સુધીનું ગયા પત્રમાં લખવાનું બાકી રહેલું મહમદ બેગડા વિશેનું વર્ણન લખ્યું છે: હવે આવતા પત્રમાં ઈ. સ. ૧૫૧૧ થી તે ઈ. સ. ૧૫૨૬ સુધીનું વર્ણન કરીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ***

૧--મહમદ બેગડાએ ઈ. સ. ૧૪૮૨ માં કયા લોકોનો પરાજય કર્યો?

૨--એજ વર્ષમાં બાદશાહે કયાં ચડાઈ કરવાની તૈયારી કરવામાંડી અને તેવાત સાંભળીને ત્યાંના રાજાએ શું ઉપદ્રવ કીધો?

૩--પછી બાદશાહે તેનાપર ક્યારે ચડાઈ કરી અને તેમાં શી શી બિના બની અને આખરે શું પરીણામ થયું?

૪--એ લડાઈમાંથી પાછા આવતાં બાદશાહ કયાંના રાજાને કેદ કરી લેતો ગયો?

૫--એ રાજા કેદમાંથી શી રીતે નિકળી ગયો હતો, અને તેની ગાદી પાછી શાથી મળી અને તે વખતથી શું પદ તેણે ધારણ કર્યું?

૬--એ બાદશાહે દક્ષિણમાંના માહીમના ટાપુ ઉપર શામાટે ફોજ મોકલાવી અને તે ક્યારે તથા તેમાં શું પરીણામ થયું?

૭-- બીજે વર્ષે બાદશાહે ક્યાં ચડાઈ કરી અને તેમાં તેને શું મળ્યું?

૮--ત્યારપછી એ બાદશાહે ફીરંગી લોકોપર શા માટે

લડાઇ કરી, અને તે કયારે, તથા તેમાં પરીણામ શું થયું ?

૯--વળી બાદશાહને બીજી લડાઇ એ લોક સાથે કયાં આગળ થઈ હતી, અને તેમાં કોહેનો પરાજય થયો ?

૧૦--એ મહમદ બેગડો કયારે મરણ પામ્યો, અને તેને કયાં દાટયો ?

૧૧--એ બાદશાહની બેગડાની આડક વિશે શું કેહેવાયછે અને વળી કોણે એના વખતમાં કયાં કયાં શેહેર વસાવ્યાં હતાં ?

પત્ર ૧૭ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઈ. સ. ૧૪૮૨ થીતે ૧૫૧૧ સુધીનું મહમદ બેગડા વિશેનું અગાઉનું બાકી રહેલું વર્ણન આપ્યું હતું; હવે આ પત્રમાં ઇ. સ. ૧૫૧૧ થીતે ૧૫૨૬ સુધીનું વર્ણન લખુંછું.

મહમદ બેગડાની પછી તેનો છોકરો મુજફર બીજો ગાદીએ બેઠો. એ વખતે માળવાના બાદશાહ સુલતાન ખીલજીને તેનો પ્રધાન મેદનીરાય બીલકુલ પત કરતો નહીં હતો; તેથી તેણે મુજફરશાહ પાસે મદદ માગી. માટે મુજફરશાહે પાટણના સુબા ઇનુલમુલ્કને અમદાવાદમાં રાખીને પોતે માળવા તરફ કુચ કરી. પણ તે ધારા શેહેર લગી જઈ પોહોંચ્યો, એટલામાં ઇડરના રાવ ભીમે પાટણ શેહેર સુનુ જોઇને ઠેઠ સાબરમતી સુધીનો મુલક લુટીને વેરાન કીધો. અને તે વખતે ઇનુલમુલ્ક મોડાસે જઇ પોહ

હોંરયો હતો, પણ ત્યાં લડાઈમાં તેનો એક અધીકારી અને ૨૦૦ માણસ માર્યાં ગયાથી પોતાનો પરાજય થયો. પરંતુ એ વાતની ખબર મુજફરશાહને પડયાથી તે પાછો આવ્યો અને ખંડ બેસાડીને ત્યાંના મેહેલ, વગીચા, અને દેવલ વગેરેનો નાશ કરી શૂરવીર રક્ષકોને કતલ કરી નાંખ્યા. તે વેલાએ એવું જોઇને રાવભીમે કોઈ મદન ગોપાલ નામના બ્રાહ્મણ સાથે ૧૦૦ ઘોડા અને ૨,૦૦,૦૦૦ ટકા રોકડા બાદશાહને ભેટ મોકલ્યા. તેથી તે વખતે મુજફરશાહ માળવે જવાનો ઇરાદો રાખતો હતો, માટે પાછો ફર્યો.

પછી કેટલેક દાહાડે રાવભીમ મરણ પામ્યો, અને તેની ગાદીએ તેનો છોકરો બારમલજી બેઠો. પરંતુ અસલ એ ગાદીનો વાલી રાવભીમનો ભત્રીજો રાયમલજી હતો. પણ તેની ઉમર નાહાની હોવાથી એ રાવભીમ પચાવી પડયો હતો. પણ આ સમયે તે ઘણી પુખ્ત ઉમરે આવેલો હતો, તેથી તેના સસરા ચીતોડના રાણા સંગે તરતજ બારમલને ઉઠાડી મુકી, એ રાયમલજીને તખ્તે બેસાડયો. તે ઉપરથી બારમલે ઇ. સ. ૧૫૧૫ માં બાદશાહની મદદ માંગી. જેણે પોતાના સરદાર નીજામઉલમુલ્કને ફોજ સહીત મોકલ્યો. તેણે તેનો પરાજય કરી પાછો બારમલને ગાદીએ બેસાડયો; પણ ડુંગરામાં રાયમલજી સાથે બીજી લડાઈ કીધી, તેમાં એ સરદાર હાર્યો. જેથી બાદશાહે આ રજા ઉપરાંત કામ કરવાને લીધે ઠપકો આપ્યો, અને પાછળથી તેને અહમદ નગરનો સુબો બનાવ્યો.

ત્યારપછી ઈ. સ. ૧૫૧૭ માં એ રાયમલજી ઈડરવાડ તરફ પાછો આવ્યો, ત્યારે બાદશાહે જરહુલમુલ્કને ઘોડે સ્વારની ટુકડી આપી મોકલ્યો; પણ તેનો ત્યાં પરાજય થયો. તેથી બાદશાહે નીજામઉલમુલ્કને વિશલનગર તરફ મોકલ્યો.

એટલામાં માળવાનો બાદશાહ મહમદ ખીલજી અને ત્યાંના કેટલાક ઉમરાવો મેદનીરાયના જુલમથી અમદાવાદ આવ્યા જેમને કે મુજફ્ફરશાહે આદરસત્કાર કરી રાખ્યા. અને પછી ઈ. સ. ૧૫૧૭ ના નવેંબર મહીનાની ૧૮ મી તારીખે તેઓની મદદે માળવા તરફ કુચ કરી. એ વખતે ચીતોડનો રાણો મેદનીરાયનો પક્ષ જવાને ઇરાદો કરતો હતો. પરંતુ એટલામાં મુજફ્ફરશાહે મેદનીરાયનો પરાજય કરીને માંડુનો કિલ્લો સર કરી લીધો. અને પછી તેણે તે કિલ્લો મહમદખીલજીને સોંપ્યો. એ લડાઈમાં બે વર્ષ ગુજરી ગયાં અને તેમાં ૧૯,૦૦૦ રજપૂતોનો ઘાણ નિકળી ગયો. જે વાત સાંભળી રાણોસંગ પાછો નાસી ગયો.

આ પરગજુ કામ કરીને બાદશાહ જ્યારે ગુજરાતમાં આવ્યો, ત્યારે એવી ખબર મળી કે રાયમલજીએ ડુંગરમાંથી નિકળી પાટણ પ્રગણું ઉજડ કરી ગીલવાડાનું શેહેર લુટી લીધું છે. તે ઉપરથી તેને પકડવાનો નિશ્ચય કરી બાદશાહ પોતે ચડ્યો. એમાં બાદશાહની મતલબ તો પાર પડી નહીં, પરંતુ રાયમલજી રોગથી મરણ પામ્યો, તેથી તે ગાદીએ ભારમલજી નિશ્કંટક રાજ્ય કરવા લાગ્યો.

પછી બાદશાહના સાંભળવામાં એવા સમાચાર આવ્

ક્યા કે, માળવાના સુલતાન મહમદે ગુજરાતની ફાજના આ- શ્રયથી મેદનીરાય અને રાણા સંગની એકઠી મળેલી સેના ઉપર હુમલો કર્યો, તેમાં તેણે હાર ખાધી અને કેદી પકડા- ગો. તે ઉપરથી બાદશાહે ઇડરના કારભાર ઉપરથી નુસરત- ઉલમુલ્કને ખસેડીને તેની જગોએ મુબારીઝઉલમુલ્કને ને- મ્યો. એ સરદાર આગળ કોઇએ આવીને રાણાસંગના શૂરવીરપણાં વિષે ઘણાં વખાણ કર્યાં, તે ઉપરથી એણે કિ- લ્લાના દરવાજા આગળ એક કુતરો બંધાવી, તેને તે રાણા- ને નામે બોલાવવાની સર્વને આજ્ઞા કરી. તે વાત રાણા- સંગને ખબર પડવાથી, ક્રોધાયમાન થઇને ઇડર ઉપર ચઢી આવ્યો. તે જોઇને વાગરનો રાજા પણ તેની સાથે મળી ગયો, અને તેઓ બન્નેજણ ડુંગરપોર આગળ આવ્યા. પણ તેઓનું આવવું જોઇને મુબારીઝ ઇડર છોડી અહમ દનગર જતો રહ્યો, અને ઇડરનો કબજો રાણાસંગના હા- થમાં ગયો. ત્યારપછી રાણાસંગે અહમદનગર તરફ સ્વારી કરી. અને ત્યાં આગળ લડાઈ થઈ તેમાં મુબારીઝ ઘવાયો અને મુસલમાનનો પરાજય થયો. વળી એ વખતે રાણા- સંગે આસપાસનો મુલક લુટી લીધો હતો; જેમાંકે માત્ર વડન- ગરા બ્રાહ્મણોને ઉગાર્યા હતા. પછી વિશલનગરવાળા તેની સામે થયા, તેમને હરાવીને ત્યાંના સુબાને ઠાર માર્યો. ત્યા- રપછી રાણાસંગ આવું વેર લેઇ ચીતોડ જતો રહ્યો.

એ રાણાસંગની ચીતોડ ગયાની ખબર સાંભળીને મુબારીઝ માળવાની સીમમાં હતો, ત્યાંથી પાછો આવ્યો;

તે વખતે ઇડરના રજપૂત અને કોળીનું એક ટોળું તેની
સામા થયું, પણ તેનો પરાજય કર્યો. વળી એ વેળાએ
મુજફરશાહે પણ એવું નકી કર્યું કે અહમદનગર છોડી દે
વું નહી. તેથી તેણે ત્યાંના અમીરોને હુકમ લખ્યો કે
ગમે તે થાય તોપણ કિલ્લો છોડવો નહી. પછી ઇ. સ.
૧૫૨૦ ના ડીસેંબર મહીનામાં બાદશાહ પોતે ફોજ લેઇને
ત્યાં ગયો, અને ઇડરવાડો લુટયો, પરંતુ ચીતોડના રાણા
ઉપર કંઈ ખરો જય મેળવાયો નહીં, તથાપી સુલાહ થઇ.
ત્યારપછી ઇ. સ. ૧૫૨૧ માં મુજફરશાહે ચીતોડ ઉપર
ચડાઈ કરવાનો ઇરાદો કીધો હતો, પણ એટલામાં તે રાણા-
નો કુંવર કબુલાત પ્રમાણે ખંડણી લેઇ અમદાવાદ આવી
પહોંચ્યો, તેથી તે વિચાર જેમનો તેમ રહ્યો.

વળી એ મુજફરશાહના વખતમા એવું કેહેવાયલું છે
કે, ઇરાનના બાદશાહ ઇસ્માલ સફરી પાસેથી એક વકીલ અ-
મદાવાદ આવ્યો હતો; જેણે બાદશાહને એક કિમતી પ્યા-
લો, એક ઝવેરની પટી, ૩૦ તુર્કી ઘોડા તથા ઘણાંક રેશ-
મી થાન બેટ આપ્યાં હતાં. તેમ બાદશાહે પણ તેને પો-
શાક વગેરે નજરાણાં આપ્યાં હતાં. ત્યારપછી ઇ. સ. ૧૫૨૪
ની શાલમાં એ બાદશાહનો વડો દીકરો બાહાદુરશાહ રી-
સાઇને દીલ્હી જતો રહ્યો, તેથી બાદશાહ ઉદાસ રેહેવા
લાગ્યો અને થોડેક દાહાડે માંદો પડી ઈ. સ. ૧૫૨૬ ની
૨૫ મી માર્ચે મરણ પામ્યો, અને એની ગાદીએ એનો
બીજો છોકરો શિકંદરશાહ બેઠો.

આ પત્રમાં ઈ. સ. ૧૫૧૧ થી તે ૧૫૨૬ સુધીનું બીજા મુજફ્ફરશાહ વિષેનું વર્ણન આવી ગયું; હવે આવતા પત્રમાં ઈ. સ. ૧૫૨૬ પછીનું વર્ણન લખીશ.

લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧--મહમદ બેગડા પછી એની ગાદીએ કોણ બેઠા, અને ત્યારપછી તેની પાસે કોણે મદદ માગી હતી?

૨--પછી એ તેની મદદે ગયો હતો ત્યાંથી પાછા શા માટે આવવું પડયું?

૩--મુજફ્ફરશાહે પાછા ગુજરાતમાં આવી શું કીધું, અને તેથી શું પરીણામ થયું?

૪--રાવભીમ મરણ પામ્યા પછી તેની ગાદીએ કોણ બેઠો, અને તેને પાછળથી કોણે હઠાડી મુકયો?

૫--પછી એ બારમલજીએ કોહોની મદદ માગી અને તે મદદથી પરીણામ શું થયું?

૬--ત્યારપછી વળી રાયમલજી ઉપર બીજી વાર કયારે ફોજ મોકલવી પડી હતી, અને તેમાં પરીણામ શું થયું હતું?

૭--એ બનાવ બન્યા પછી મુજફ્ફરશાહને કોહોની મદદે જવું પડયું, અને તે કયારે, તથા તેમાં પરીણામ શું થયું?

૮--મુજફ્ફરશાહ માળવેથી પાછો આવ્યો ત્યારે તેના દીલમાં શું આવ્યું, અને તેથી તેણે શું નિશ્ચય કર્યો?

૯--અંતે એ નિશ્ચયતાનું પરીણામ શું થયું?

૧૦--ત્યારપછી ઇડરના કારભાર ઉપર એ બાદશાહે યા બીજા સરદારને નેમ્યો, અને તે શા કારણથી?

૧૧--ચીતોડના રાણાસંગે ઈડર ઉપર શા માટે ચઢાઈ કરી અને તેમાં પરીણામ શું થયું ?

૧૨--એ વેર લઈને રાણાસંગ ચીતોડ ગયો, ત્યારપછી ઈડર આગળ શો બનાવ બન્યો ?

૧૩--એ વેળાએ મુજફરશાહે શું નકી કર્યું ? અને ત્યારપછી પોતે ક્યારે ચઢી આવ્યો, અને તેમાં શું પરીણામ થયું ?

૧૪-મુજફરશાહે ચીતોડ ઉપર ચઢાઈ કરવાનો ફરીથી ક્યારે ઈરાદો કર્યો હતો, અને પછી તે નહીં ગયો તેનું કારણ શું ?

૧૫--મુજફરશાહને શીશી ભેટ મળી હતી, અને તે કોહાની પાસેથી ?

૧૬--બાદશાહના વડા દીકરાનું નામ શું, અને તે રીસાઈને ક્યાં ગયો હતો ?

૧૭--પછી, બાદશાહ ક્યારે મરણ પામ્યો અને તેની પછાત કોણ ગાદીએ બેઠો ?

પત્ર ૧૮ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઇ. સ. ૧૫૧૧ થીતે ૧૫૨૬ સુધીનું વર્ણન ગયું; હવે આ પત્રમાં ઇ. સ. ૧૫૨૬ પછીનું કેટલુંક વર્ણન કરૂંછું.

બીજા મુજફરશાહ પછી એનો છોકરો શીકંદરશાહ ગાદીએ બેઠો, તેણે પુર્વજોના ધારા પ્રમાણે સર્વ ઓ-

પાછ્અોને ઈનામ આપ્યાં એટલુંજ નહીં, પણ પોતાના મિ-
ત્રોને મોટી મોટી પદ્વિએ ચઢાવ્યા તથા તેની સાથે પોતા-
ની તરફ્ણના લોકોને એકીવારે ૧૭૦૦ ઘોડા બક્ષીસ આ-
પ્યા. તેથી માજી અમીર ઊમરાવોને ઘણો ગુસ્સો ચઢયો
અને તેઓએ ઇમાદુલમુલ્ક કરીને બાદશાહનો કરી લીધે-
લો જે ભાઇ હતો, તેને સમજાવ્યું કે એ બાદશાહ તને
મારી નાખવાનો ઇરાદો કરેછે. તે વાત એણે ખરી મા-
ની, ને પછી એક દાહાડો ૫૦ સ્વાર લેઈબાદશાહને મળ-
વાને બાહાને ગયો. તે વેળાએ બાદશાહ એકાંત જગોએ
એકલો સુતેલો હતો, તે જોઇને તેનો પ્રાણ લીધો.
શીકંદરશાહે માત્ર બે મહીના અને સોળ દાહાડા ગાદી ભો-
ગવી હતી.

પછી ઇમાદુલમુલ્કે શીકંદરશાહના ભાઇ મહમદશાહ-
ને ગાદીએ બેસાડયો. જેની ઊમર માત્ર પાંચ વર્ષની હ-
તી, તેથી પોતે રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. પરંતુ
એ વાત કેટલાએક અમીર ઊમરાવોને નહીં ગમી, તેથી
શીકંદરશાહનો બીજો ભાઇ બાહાદુરશાહ જેકે પોતાના બાપ
સાથે રીસાઇ દીલ્હી ગયો હતો, તેને તેડાવ્યો. બાહાદુર-
શાહે જ્યારે પોતાના બાપ અને ભાઇના મરણની ખબર
સાંભળી, ત્યારે ઘણો શોકાતુર થયો. પણ પછી ફોજ જમા
કરીને અમદાવાદ આગળ આવી ભદ્રમાં મુકામ કીધો. એ
વખતે ઇમાદુલમુલ્ક ચાંપાનેર ગયો હતો. ત્યાં બાદશાહે
પોતે દાહાડા રહીને, ચઢાઈ કરી, તેમાં ઇમાદુલમુલ્કને

પકડીને ગરદન માર્યો અને રાજ્યાસન લીધું. ઇ. સ. ૧૫૨૬.

આ સાલમાં અનાજ પાણીની ઘણી તંગી હતી, તેથી બાદશાહે ગરીબ લોકોને માટે સદાવરત મંડાવ્યાં હ-તા; અને વળી એ બાહાદુરશાહ જ્યારે બાહાર ફરવા નિ-કળતો હતો, ત્યારે ગરીબ લોકોને સોનાની મ્હોરથી કંઇ ઓછી ભીક્ષા કદી આપતો ન હતો.

આગળ જતાં એનો ભાઇ કેટલાક જમીનદારોને બ-ગા ફ઼ર્ગીને સુલતાનપુરમાં તથા બીજે કેટલેક ઠેકાણે તોફાન મચાવવા લાગ્યો. તેનાપર બાદશાહે ફ઼ોજ મોકલીને પક-ડયો; પણ તે જખ્મી થયો હતો તેથી તરતજ મરણ પા-મ્યો. ત્યારપછી એ બાદશાહ, ઇમાદુલમુલ્કે જે મહમદ નામના છોકરાને ગાદીએ બેસાડયો હતો, તેને ઝેર દઇને, દીવ બંદર ગયો. અને ત્યાંનો કારભાર મુફ઼્રાહીસાને સોં-પીને પોતે પાછો થોડા દાહાડામાં અમદાવાદ આવ્યો. વ-ળી એ બાદશાહ બીજી બે વાર દીવ બંદરે જઇ આવ્યો હતો. અને બીજે કેટલેક ઠેકાણે પણ સ્વારી કરી હતી.

ત્યારપછી ઇ. સ. ૧૫૨૯ માં તેણે દક્ષિણમાં સ્વારી કરી, ને અહમદનગર તથા બીજાં કેટલાંક શેહેર લુટી આ-વ્યો. અને તે પછી બીજે વર્ષે માળવા ઉપર જઇ ત્યાંની રાજધાની માંડુનો કિલ્લો સર કરી લીધો, અને આસ્તે આસ્તે તેની આસપાસનો સઘળો મુલક કબજ કર્યો. આ લડાઇમાં માળવાનો બાદશાહ મહમદ ખીલજી પોતાના છે-યાં છોકરાં સુધાં બાહાદુરશાહને શરણ આવ્યો હતો; તેથી

તેમને કેટલાએક સરદારોને હવાલે કરીને ગુજરાત રવાને કર્યા. પણ તેમને છોડવવા સારૂ રસ્તામાં દોહદ આગળ કેટલાએક ભીલ લોકો આડા પડયા, તેથી પેલા સરદારોએ મહમદ ખીલજીને તેના કુટુંબ સહીત મારી નાંખ્યો.

આ વતે થયા પછી ઉજ્જૈનપર ચઢાઇ કરી ત્યાંના રાજા શીબહાદીને કેદ કરી લીધો, તથા તે દેશ દરીઆવખાં મંડવીને સોંપીને પોતે રાયસેનના કિલ્લા તરફ ગયો. એ કિલ્લામાં ઉજ્જૈનના રાજાનો ભાઇ લક્ષ્મણસિંગ રાજ્ય કરતો હતો. ત્યાં જઇને બાદશાહે લડાઇના મોરચા તૈયાર કરવા માંડયા. તે વેળાએ ઉજ્જૈનનો રાજા બાદશાહની સંઘાથે હતો, તેણે તેની એવી વિનંતી કરી કે, મારો વિચાર મારા ભાઇને સમજાવીને મુસલમાન થવાનોછે, માટે જરા સબુર કરો તો ઠીક. એ વાત બાદશાહે કબુલ કરી, અને તેણે પોતાના ભાઇ લક્ષ્મણસિંગને તેડાવીને સર્વે હકીકત કહી. ત્યારે લક્ષ્મણસિંગ ઘણો ક્રોધ આણી બોલ્યો, જે આપણે એને કિલ્લો શા માટે આપવો જોઇએ? અને વળી આપણો ધર્મ છોડી મુસલમાન શા માટે થવું જોઇએ? મારો દીકરો ભોપાળ ચીતોડના રાણાપાસે ગયોછે, અને તે રાણાનો કુંવર ૪૦,૦૦૦ સ્વાર અને અત્યંત પાયદળ લઇ આપણી કુમકે આવનારછે. માટે તે આવે ત્યાં સુધી તું બાદશાહને વાયદા કરી વાળાકર.

એ ઠરાવ પ્રમાણે ઉજ્જૈનના રાજાએ બાદશાહને કહ્યું કે, લક્ષ્મણસિંગ કાલે કિલ્લામાંથી નિકળી જનાર છે. એમ

ફરતાં એવી એવી કેટલીક કોશો ગઈ, પણ કિલ્લો બાદશાહને સ્વાધીન કીધો નહીં. પછી બાદશાહને એવી ખબર પડી કે, ચીતોડના રાણાનો છોકરો એની કુમકે આવેછે. તે ઉપરથી તેણે તે કિલ્લો ઘેરવા માંડયો. પણ એટલામાં તે રાજા લશ્કર લઈ ચીતોડ તરફ રવાના થયો, એવું જોઈ બાદશાહપણ તેની પુઠે પડયો. પરંતુ તે કંઈ હાથ આવ્યો નહીં, તેથી બાદશાહે પાછા રાયસેણ આવીને તે શેહેરનો કબજો કરી લીધો. અને ત્યાંથી પાછા ફરી તેણે ઇસ્લામાબાદ, હુશંગાબાદ તથા માળવાના બીજા કેટલાંક શેહેર સર કરી લીધાં.

આ પત્રમાં ઈ. સ. ૧૫૨૯ ચીતે બાહાદુરશાહે માળવાના કેટલાક કિલ્લા સર કરી લીધા, ત્યાં સુધીનું વર્ણન આપ્યુંછે. હવે આવતા પત્રમાં એ બાહાદુરશાહ વિષેનું બાકી રહેલું ઇ. સ. ૧૫૩૬ સુધીનું વર્ણન આવશે.

લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧--મુઝફ્ફરશાહ પછી એની ગાદીએ કોણ બેઠો, અને તેણે કેટલા દાહાડા રાજ્ય કર્યું ?

૨--એ બાદશાહને કોણે માર્યો અને તે શા કારણથી ?

૩--ત્યારપછી ઇમાદુલમુલ્કે એની ગાદીએ કોહોને બેસાડયો, અને આગળ શું થયું ?

૪--બાહાદુરશાહે આવીને શું કીધું ?

૫--આગળ જતાં કોણ બંડ મચાવવા લાગ્યો, અને તે ક્યાં, તથા તેમાં પરીણામ શું થયું ?

૬ --એ બાદશાહે કોહોને ઝેર દેવડાવ્યું, અને ત્યાર-પછી ક્યાં ગયો હતો?

૭--એ દીવબંદરનો કારભાર કોહોને સોંપ્યો હતો, તથા એ ત્યાં સોમળી કેટલીવાર જઇ આવ્યો હતો?

૮--ત્યારપછી એ બાદશાહે દક્ષિણમાં ક્યારે સ્વારી કરી, અને ક્યાં શહેર લુટ્યાં?

૯--વળી બીજે વર્ષે એણે કયો કિલ્લો સર કરી લીધો?

૧૦--એ માળવાના બાદશાહનું નામ શું હતું, અને આ વખતે તેના શા હાલ થયા?

૧૧--એ ફતે મેળવ્યા પછી બાદશાહે ક્યા ક્યા કિલ્લાપર ચઢાઇ કરી, અને તેમાં પરીણામ શાં થયાં?

૧૨--વળી એ બાદશાહે ત્યાંથી ગુજરાત આવતાં રસ્તામા ક્યા ક્યા કિલ્લા સર કરી લીધા?

પત્ર ૧૯ મો.

પ્રિય ભાઇ

ગયા પત્રમાં ઈ. સ. ૧૫૨૬ થી તે બાહાદુરશાહે માળવાના કેટલાએક કિલ્લા સર કરી લીધા, ત્યાં સુધીનું વર્ણન આવી ગયું; હવે આ પત્રમાં ઇ. સ. ૧૫૩૬ સુધીનું બાહાદુરશાહનું બાકી રહેલું વર્ણન લખુંછું.

એ બાદશાહ માળવા તરફથી જ્યારે ચાંપાનેર આગળ આવ્યો, ત્યારે એવી ખબર મળી કે ફીરંગી લોકો કેટલાએક વહાણ લઇ દીવબંદરે આવી પોહોંચ્યાછે; તે ઉપરથી બાદશાહ એકદમ ખંભાત ગયો. પણ એનું

આવવું સાંભળીને ફીરંગી લોકો પાછા ફરી ગયા. બાદશાહે પછી દીવબંદર જઈને ચીતોડને ઘેરો ઘાલવા માટે બે મોટી અને ૧૦૦ નાની ટોપો ચાંપાનેર મોકલી. પાછળથી બાહાદુરશાહ દીવબંદરથી અમદાવાદ આવી ચાંપાનેર ગયો. અને ત્યાંથી તેણે મહમદશાહ અસારીને ચીતોડ ઉપર ઘેરો ઘાલવા મોકલ્યો. તથા ખુદાવંદખાં અને વજીરખાં નામે સરદારો જે કે માડુના કિલ્લામાં હતા, તેમને પણ મહમદ અસારીની ફોજમાં જઈ મળવાને હુકમ લખ્યો. ત્યારપછી બાદશાહ પોતે માંડુ ગયો. જ્યાં રાણાસંગે બાદશાહ પાસે વજીર મોકલી કેહેવડાવ્યું કે, જો તમે ચીતોડને ઘેરો નહીં ઘાલો, તો હું તમારૂં કહેવું બને ત્યાંસુધી કબુલ રાખીશ. પણ બાદશાહે તે કબુલ કર્યું નહીં, ને લશ્કરે ચીતોડને ઘેરો ઘાલ્યો. પરંતુ તે રાણાની માએ બાદશાહને કેહેવડાવ્યું કે, રાણાસંગે માળવાના બાદશાહ પાસેથી લીધેલો સોનાનો કમરપટો તથા જવાહીરનો મુગટ અને તે ઉપરાંત ૧૦ હાથી, ૧૦૦ ઘોડા અને ૫,૦૦,૦૦૦ રૂપીઆ આપું, પણ તમે અમને ઈજા ન આપો તો સારૂં. તે વાતબાદશાહે કબુલ રાખી ચીતોડનો ઘેરો ઊઠાવી લીધો.

ત્યારપછી એ બાદશાહે દક્ષિણમાં બેએક ચઢાઇ કરી હતી. અને ત્યાંથી જ્યારે પાછો આવ્યો, ત્યારે ચીતોડ લેવાની ફરીથી મરજી કીધી. પણ એટલામાં દીલ્હીના બાદશાહ હુમાયુની બીકથી ખુરાસાનના બાદશાહનો પૌત્ર મહમદ જમાન મીરજાં જે ગુજરાતમાં નાસી આવ્યો હતો,

તેને બાદશાહે આશ્રય આપ્યો. તેથી હુમાયુએ ગુસ્સે થઇને બાહાદુરશાહ ઊપર કાગળ લખ્યો, કે તું એ મીરજાંને મારી તરફ મોકલીદે, કે દેશ પાર કર. પણ એ બાહાદુરશાહે ગણકાર્યું નહીં, તે ઉપરથી એ બન્ને વચ્ચે દુશ્મનાઈ થઇ. પછી અગાઊના વિચાર પ્રમાણે બાદશાહે ચીતોડનો કિલ્લો લેવા માટે રૂમીખાંને ફોજસહીત માંડુથી રવાને કર્યો. અને એ સરદારને એવું વચન આપ્યું, કે જો એ કિલ્લો મળે તો ત્યાંનું રાજ્ય તનેજ સોંપીશ.

પણ એટલામાં એવી ખબર આવી કે દીલ્લીનો હુમાયું બાદશાહ ગુજરાતપર ચઢી આવવાના મનસુબાથી ગ્વાલીઅર સુધી આવી પોહોંચ્યો છે. પરંતુ બાહાદુરશાહે કંઇ ચીતોડની લડાઈ બંધ રાખી નહીં. પણ આગળ જતાં ફરીથી ખબર મળી કે હુમાયુ નમી આવેછે, ત્યારે તેણે એક ફોજ દીલ્લી ઊપર મોકલી અને તેએવે વિચાર કે, જો હુમાયુ ગુજરાત આવે, તો હું દીલ્લી સર કરી લેઉં. પણ તે મનસુબો પાર ન પડતા હુમાયુના ભાઈ હીન્દાલે તે ફોજને હરાવીને પાછી કાઢી. એવું થયાં છતાં પણ ચીતોડનો ઘેરો બાદશાહે ઉઠાવ્યો નહીં, અને અંતે તે કિલ્લો પોતાને સ્વાધીન કર્યો.

પરંતુ એ કિલ્લાની સુબાગીરી તેણે વચન પ્રમાણે રૂમીખાંને સોંપી નહીં, તેથી તેણે ક્રોધાયમાન થઇને હુમાયુને ખાનગી કાગળ લખ્યો, તથા બાહાદુરશાહના કામમાં હરેક રીતે હરકત કરવા લાગ્યો. પછી જયારે હુમાયુ ગુજ-

સતપર ચઢી આવ્યો, ત્યારે બાહાદુરશાહ માંડુના કિલ્લામાં જઇ રહ્યો. તથાપી તે કિલ્લો પણ હુમાયુએ લીધો, ત્યારે તે નાશીને ચાંપાનેરમાં ભરાયો. અને ત્યાંથી દીવબંદરના ટાપુમાં જતો રહ્યો. પાછળથી હુમાયુ તરતજ ચાંપાનેર સર કરીને અમદાવાદ આવ્યો. પણ એટલામાં કોઇ શેરશાહ નામના પઠાણે આગ્રામાં બંડ કર્યું, તેથી તેને ત્યાં જવું પડ્યું. માટે તેણે અમદાવાદની અમલદારી પોતાના ભાઇ મીરજા અસ્કરીને સોંપી; અને ભરૂચમાં કાસમબેગને, પાટણમાં યાદગારખાંને તથા ચાંપાનેરમાં બાબાબેગ ઝાલે-રૂહીને રાખીને પોતે આગ્રે ગયો.

એવો વખત જોઇને બાહાદુરશાહના સરદાર, જેઓ કે રણથંભોર, ચીતોડ અને અજમેર વગેરેમાં હતા, તેઓ ભેગા થઇને ૪૦,૦૦૦ સ્વાર સહીત પાટણ આગળ આવ્યા, અને બાહાદુરશાહને કાહાવી મોકલ્યું, કે જો તમારી મરજી હોય, તો હમે હુમાયુના સુબા ઉપર હલ્લા કરીએ. એ વાત સાંભળીને તે પોતેજ ત્યાં આવી પોહોંચ્યો. પણ એ ખબર ત્યાંના સુબા યાદગારખાંને માલમ પડી, તેથી તે અમદાવાદ ચાલ્યો આવ્યો; અને ત્યાં આગળ ચોતરફથી ફોજ એકઠી કરવા માંડી. એટલામાં બાહાદુરશાહ અમદાવાદ આગળ આવી પોહોંચ્યો અને મેમદાવાદ આગળ લડાઇ થઇ, તેમાં દીલ્લીવાળાનો પગ ચોભી શક્યો નહીં. તેથી તેઓ સર્વે હુમાયુ પાસે જતા રહ્યા. અને ગુજરાત પાછું નવ મહીનામાં બાહાદુરશાહના હાથમાં આવ્યું.

થોડા દહાડા ગયા પછી એવું સાંભળવામાં આવ્યું, કે ફીરંગી લોકે દીવબંદર ઉપર એક કિલ્લો બાંધ્યો. તે ઉપરથી બાદશાહ એક ફોજ લેઇને ત્યાં ગયો. અને તે બન્ને વચ્ચે કેટલા દિવસ સુધી લડાઇ ચાલ્યા કરી આખરે બન્ને જણાના ઘણા માણસ મરાતાં જોઇને તેઓએ સુલાહ કરી. તેમાં એવું ઠરાવ્યું, કે બાદશાહ જો તેના અમીરો સાથે ફીરંગીઓને પહેલો મળવા જાય, તો તેઓ પણ પછી બાદશાહને મળવા આવે. જે વાત બાદશાહના અમીરોને તો પસંદ નહીં પડી, પણ તેના પોતાના મનમા એવી દગલબાજી હતી કે, જો હું તેમને મળવા જઇશ તો તેઓ મને પણ મળવા આવશે. અને તે વેળાએ હું સર્વને દગેથી મારી તેમની માલ મીલકત લુટી લેઇશ. પણ ફીરંગી લોકોના મનમા તો પ્રથમથીજ એવું કપટ રચેલું હતું. તે એનાથી કળાયું નહીં; તેથી પોતે કેટલાએક મિત્રોને લેઇને પહેલો વાહાણ ઉપર મળવા ગયો. જ્યાંકે ફીરંગી લોકે તેને તથા તેના મિત્રોને દરીઆમાં ફેંકી દીધા, અને કેટલાંએક ઠેકાણાં લુટી ગોવાતરફ જતારહ્યા.

એ બાહાદુરશાહ માત્ર ૧૦ વર્ષ રાજ્ય કર્યા પછી આવી રીતે માર્યો ગયો, અને તે વખતે તેની ઉમર ૭૧ વર્ષની હતી. એના પછી એના ભાઇ લતીબખાંનો છોકરો મહમદશાહ કેદમાં હતો, તેને છુટો કરી, અમીરોએ ગાદી ઉપર બેસાડ્યો.

આ પત્રમાં ઈ. સ. ૧૫૩૬ સુધીનું બાહાદુરશાહનું

બાકીરહેલું વર્ણન આવી ગયું; હવે આવતી પત્રમાં ઈ. સ. ૧૫૩૬ થી તે ૧૫૫૪ સુધીનું વર્ણન લખીશ.

**લા૦ તમારો શુભેચ્છુ બાંધવ***

૧–બાદશાહ જ્યારે માળવાથી ચાંપાનેર આવ્યો ત્યારે તેના સાંભળ્યામાં શું આવ્યું, અને તેમાટે એ ક્યાં ગયો? અને ત્યાં શું થયું?

૨–ત્યાંથી આવ્યા પછી બાદશાહે ચીતોડ ઉપર કોહોને મોકલ્યા, અને તેનું પરીણામ શું થયું?

૩–ત્યારપછી બાદશાહે કેણીગમ ચઢાઈ કરી હતી? અને ત્યાંથી આવ્યા પછી પાછી કયાં ચઢાઇ કરવાની ઈચ્છા કરી?

૪–એ ચીતોડ ઉપર કોહોને મોકલ્યો?

૫–એ વખતમાં એને કયા બાદશાહ સાથે દુશ્મનાઈ થઈ, અને તે શા કારણથી?

૬–ત્યારપછી એ હુમાયુ બાદશાહ વિશે શી ખબર મળી?

૭–એવી ખબર મળ્યાથી બાહાદુરશાહે શું કીધું, અને તે શા વિચારે તથા તેનું પરીણામ શું થયું?

૮–આણીગમ ચીતોડના ઘેરાનું શું પરીણામ થયું?

૯–ત્યારપછી હુમાયુને ગુજરાતપર આવવા સારૂ કોણે પત્ર લખ્યો,, અને તેનું કારણ શું?

૧૦–હુમાયુ ગુજરાતમાં આવ્યો ત્યારે ત્યાં શી બિના બની, અને શું પરીણામ થયું?

૧૧–હુમાયુને ગુજરાતમાંથી પાછા શા સારૂ જવું

મેડયું, અને એના ગયા પછી ગુજરાતમાં શું પરીણામ નિપજ્યું ?

૧૨–આગળ જતાં બાહાદુરશાહને દીવ બંદરે શા માટ જવું પડયું, અને તેમા આખરે શી બિના બની?

૧૩––એ બાહાદુરશાહ કેટલાં વર્ષ રાજ્ય કરીને, અને ક્યારે મરણ પામ્યો ?

પત્ર ૨૦ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઇ. સ. ૧૫૨૬ થીતે ૧૫૩૬ સુધીનું વર્ણન આવી ગયું; હવે આ પત્રમાં ઇ. સ. ૧૫૩૬ થી તે ૧૫૫૪ સુધીનું વર્ણન કરૂંછું.

મહમદ લતીખખાં ગાદીએ બેઠો, ત્યારે ઇમાદુલમુલ્કને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો અને દરીઆખાંને તેથી ઊતરતી પદ્વિ આપી. એ બાદશાહ ગાદીએ બેઠો ત્યારે ૧૧ વર્ષની ઉમરનો હતો, માટે ઉપર લખેલા અમલદારો સઘળો રાજ્ય કારભાર ચલાવતા હતા. તેમાં બાદશાહનું કંઇ ચાલતું ન હતું. તે મનમાં સમજીને કંઇ બોલતો નહીં હતો, અને હમેશા મોજ શોખ તથા શિકાર રમવામાં મચ્યો રેહેતો હતો. પરંતુ આગળ જતાં બે સરદારોમાંથી દરીઆખાંની મરજી એવી થઇ કે કુલ્લે રાજ્ય ચલાવવાની સત્તા મારે એકલાએજ મેળવવી. તે ઉપરથી બાદશાહને લઈને અમદાવાદથી ત્રીસ કોશ ઉપર મહી નદી તરફ ફરવાને બાહાને ગયો. અને ત્યાંથી બાદશાહને નામે

ઈમાદુલમુલ્ક ઉપર હુકમ લખ્યો કે, તારે તારી જાગીર હો-
ય ત્યાં તાકીદથી જઈ રહેવું. જે હુકમ પ્રમાણે તે આલા-
બાદ તરફ આવ્યો. તે વખતે દરીઆખાં પણ તેની પાછળ
બરહાનપુર સુધી જઈને મુબારકશાહ ફરૂકીને લખી મોક-
લ્યું કે એને પકડી અમારી પાસે મોકલી દેવો. પણ તે
મુબારકશાહે માન્યું નહીં, તેથી તે બન્ને વચ્ચે લડાઈ થઈ,
તેમાં મુબારકશાહ નાઠો, તથા તેના સારા સારા હાથી બાદ-
શાહને હાથ લાગ્યા.

ત્યારપછી ઈમાદુલમુલ્ક માંડુના કિલ્લા તરફ નાસી
ગયો. તે વખતે ત્યાંના અમલદારને પણ દરીઆખાંએ,
તેને પકડી મોકલી દેવાનો અથવા હદમાંથી કાઢી મુક-
વાનો હુકમ લખ્યો. પણ તે હુકમ પત કર્યો નહીં, તેથી
દરીઆખાં બાદશાહને લઈને શેહેરબહાર નિકળ્યો, અને કાં-
કરીઆ તળાવ ઉપર પડાવ નાંખી સર્વ લશ્કર એકઠું ક-
રવા માંડ્યું. એ છાવણીમાં એક દાહાડો દરીઆખાંએ
નાચ કરાવ્યો, તેમાં તેણે બાદશાહની કંઈ પણ અદબ ન-
હીં રાખતાં બે અદબી ઘણી કરી. તે જોઈ બાદશાહના
મનમાં ઘણો ક્રોધ આવ્યો, પણ ખામોશ રાખી બેસી ર-
હ્યો. પરંતુ તે વાત ધંધુકાનો સરદાર આલમખાં લોદી
સમજી ગયો. તેણે બાદશાહને છુપી રીતે કહાવ્યું, કે જો
તમારી મરજી હોય તો હું એ દરીઆખાંને હાંકી કાઢું.
જે વાત બાદશાહે પણ કબુલ રાખી અને એક દાહાડો છા-
નોમાનો ધંધુકે જતો રહ્યો. પછી દરીઆખાંએ બાદશા-

હતા સગામાંના એક છોકરાને ગાદીએ બેસાડી, પોતે ૫૦૦૦૦ સ્વાર લેઇ આલમખાં લોદી સામે ગયો, અને આલમખાં લોદી તથા બાદશાહનો પરાજય કર્યો. પણ તેઓએ પાછળથી એક બીજી ફોજ ભેગી કરી અમદાવાદ ઉપર ચઢાઈ કરી, તેવારે દરીઆખાં લોકોનું મન ઉતરી ગએલું જોઇને બરહાનપોર તરફ જતો રહ્યો. ઈ. સ. ૧૫૪૩. પછી બાદશાહે પોતાના મદદગારોને મોટી પદ્વિએ ચઢાવ્યા અને પાછળથી દરીઆખાં સાથે કેટલીક લડાઈઓ કીધી. જેમાં દરીઆખાંનો પરાજય થયો, તેથી તે દીલ્લી જતો રહ્યો.

એ વખતે બાદશાહે પોતાની આગલી મોજ શોખની ચાલ છોડી દઇને પોતાનું મન રાજ્ય કારભારમાં લગાડવા માંડ્યું. ત્યારપછી ઇ સ. ૧૫૪૫ માં એને માળવા જીતવાની ઇચ્છા થઈ, તેથી તેણે વજીરને સલાહ પુછી. તેવારે વજીરે એવું સમજાવ્યું કે, આપણા દેશની વાંટાની જમીન ગરાસીઆ તથા કોળી લોક ખાયછે, તે જો કબજે કરી લેશો, તો માળવા જેટલો દેશ વધશે અને ૨૫,૦૦૦ ઘોડાનો ખરચ ચાલશે. તે વાત બાદશાહને પસંદ પડી, તેથી તે જમીન સરકાર દાખલ કરી લીધી. પણ તે ઉપરથી શીરોઇ, ડુંગરપુર, ઇડર, લુણાવાડા, વાંસવાડા, રાજપીપળા, મહીકાંઠા, અને ઝાલાવાડના ગરાસીઆઓ તોફાન કરવા લાગ્યા. તે જોઇ બાદશાહે શીરોઇ, ઇડર વગેરે કેટલીક જગોએ હુકમ કર્યો, કે રજપુત અને કોળીને વીણી વીણી ઠાર કરીને તેમનું નામ પણ રેહેવા દેવું નહી. પરંતુ

તેમાંથી જે રજપૂત કે કોળી લોકો આપણી નોકરીમાં હોય, કે વેપાર કરતા હોય, તેઓના હાથપરની લાલ પટાની નિશાન જોઇ તેમને બચાવવા. આ હુકમથી મુસલમાન એટલા તો ફાટી ગયા, કે કોઈ હિંદુને ઘોડાપર બેસી ફરવા તો દેતા જ નહીં, તથા તેઓને સારા લુગડાંલતાં પેહેરવાની અને દીવાળી, હોળી વગેરે તેહેવારની મોજ કરવાની પરવાનગી આપતા નહીં.

પછી ઇ. સ. ૧૫૫૪ ની સાલમાં બાદશાહ ગેમાબાદ ગયો. જ્યાં પેગંબરની વરસગાંઠને દિવસે ઘણી ધામધુમ થઇ હતી. ત્યાં તેણે આખો દાહાડો ગમતમાં તથા શિકારમાં કાઢયો. પછી એજ રાત્રે એ મોજમાં સુતો હતો, ત્યાંથી થોડીક રાત ગયા પછી તે એકાએક ઉઠયો; અને ચાકર પાસે સરબતનું પાણી માગ્યું. ને બેજાએ બુરાન નામના ચાકરે તે પાણીમાં ઝેર ભેળીને આપ્યું, તેથી બાદશાહને ઉલટી થઇ. ત્યારે તેણે બુરાનને પુછ્યું, કે સરબત આવું કેવું કર્યું? તેવારે તેણે જવાબ દીધો જે સાહેબ એ સરબતમાં તો અવગુણ નથી, પણ આપને આખો દાહાડો ઘણી તસ્દી પડી હતી, તેથી આપનો જીવ ફરી આવ્યો હશે. પછી બાદશાહ જેવો સુવા જતો હતો તેવોજ બુરાને તેને કટાર મારી ઠાર કર્યો. અને તેજ કોટડીમાં હથીઆરબંધ માણસ સંતાડી રાખીને વજીર અસફખાંને, ખુદાવંદખાંને અને અફજલખાંને બાદશાહના નામથી બોલાવી ત્યાં ઠાર કરાવ્યા. અને પછી પોતે એજ રા-

ને બાદશાહનો પોશાક પેહેરીને તથા ઝવેરનો ગલપટો બાંધીને સિંહાસનપર ચડી બેઠો.

આ પત્રમાં ઈ. સ. ૧૫૩૬ થી તે ૧૫૫૪ સુધીનું વર્ણન કર્યું; હવે આવતા પત્રમાં ઇ. સ. ૧૫૫૪ થી ૧૫૬૧ સુધીનું વર્ણન લખીશ.

લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧--મહમદ લતીફખાંન ગાદીએ બેઠો ત્યારે તે કેટલાં વર્ષનો હતો, અને તેણે પોતાનો મુખ્ય પ્રધાન કોહોને બનાવ્યો હતો?

૨--આગળ જતાં એ અમલદારોમાંથી કોહોની દાનત બગડી, અને તે શા વિશેની?

૩--તેથી એ દરીઆખાંએ શી તદબીર કીધી?

૪--જેવારે ઈમાદુલમુલ્ક ઝાલાવાડ તરફ ગયો, તે વખતે દરીઆખાંએ શું કીધું, અને તેમાં શું પરીણામ થયું?

૫--ત્યારપછી ઈમાદુલમુલ્ક ક્યાં નાસી ગયો હતો, અને દરીઆખાંએ શું કીધું?

૬--પણ માંડુના અમલદારે તે હુકમ પત ર્ક્યો નહીં, તેથી દરીઆખાંએ શું કીધું?

૭--કાંકરીઆ તળાવ આગળ શો બનાવ બન્યો, અને ત્યારપછી બાદશાહ ક્યાં જતો રહ્યો?

૮--એ બાદશાહ જ્યારે ધંધુકે ગયો ત્યારે દરીઆખાંએ શું કીધું અને તેમાં શું પરીણામ થયું?

૯--પણ પછી આલમખાં લોદીએ અને બાદશાહે

ક્યાં અને ક્યારે ચઢાઈ કરી, અને તેમાં શું પરીણામ થયું?

૧૦--એ બાદશાહની ઈ. સ. ૧૫૪૫ માં કયો દેશ જીતવાની ઇચ્છા થઇ હતી, અને તેવારે કોણે શી સલાહ આપી, અને તેથી શું પરીણામ નિપજ્યું ?

૧૧--ત્યારપછી એ બાદશાહનું મરણ કીરીતે, ક્યાં અને ક્યારે થયું ?

૧૨--બુરાને ત્યારપછી કયા કયા અમલદારોને બોલાવીને મરાવ્યા, અને પછી પોતે શું કીધું ?

પત્ર ૨૧ મો.

પ્રિય ભાઈ

ગયા પત્રમાં ઈ. સ. ૧૫૩૬ થી ૧૫૫૪ સુધીનું વર્ણન ગયું હતું; હવે આ પત્રમાં ઈ. સ. ૧૫૫૪ થીતે ૧૫૬૧ સુધીનું વર્ણન લખું છું.

બુરાને સિંહાસનપર બેઠા પછી સારા સારા ઘોડાઓ, જીન તથા સોના રૂપાના શણગાર સહિત, આપી દીધા, અને બંધીખાનામાંથી સર્વે કેદીને છોડી દીધા; પછી પોતે ખુશી-રીતે અમલ ચલાવવા લાગ્યો, પણ એટલામાં એ વાતની ખબર બાદશાહના પિયાસુ કારભારીઓને પડી, તેથી તેઓ-એ ખજાનો કબજ કરી લીધો. ત્યારપછી એક લડાઈ થઇ તેમાં શીરવાનખાં નામના અમીરે બુરાનને ઠાર માર્યો.

પછી અમીરોએ અહમદખાં નામનો કોઇ બાદશાહ-નો સગો હતો, તેને ઈ. સ. ૧૫૫૪ ના ફેબ્રુઆરી મહીના-ની ૨૮ મી તારીખે ગાદીએ બેસાડયો. એ તૃખ ખપા-

વનારો કોઈ સૈયદ મુબારક નામે હતો, તેથી તેના ઉપર અ-
હમદખાં ઘણો વિશ્વાસ રાખતો હતો. પાછળથી તેણે ઈ-
તીમદખાંને પોતાનો મુખ્ય પ્રધાન બનાવ્યો. ત્યારપછી એ
બાદશાહની નાની ઉમરને લીધે રાજ્યમાં ઘણી ગડબડાટ
વધી ગઈ, તેથી અમીર ઉમરાવે ખજાનો માંહોમાંહે વેહે-
ચી લેવાનો ઠરાવ કર્યો. પણ એટલામાં એ સમાચાર ખાન-
દેશના બાદશાહને પોહોંચ્યાથી તે ફોજ લેઈ ગુજરાતમાં
આવ્યો અને ભરૂચની સામે નર્મદા નદીને પેલે કાંઠે પડા-
વ નાંખ્યો. પણ આખરે ગુજરાતના અમીરોની ચતુરાઇ
આગળ કંઇ ચાલ્યું નહીં, તેથી તેને પાછું ફરવું પડયું.

પછી આગળ જતાં અમીર ઉમરાવોમાં ફાટફુટ ચા-
લી, તેમાં જે અમીર જોરાવર થતો, તે બાદશાહને પોતા-
ની પાસે રાખી, તેના ઉપર મજબુત પેહેરો રાખતો. પણ
એવામાં દીલ્લીના બાદશાહ હુમાયુએ પોતાના હાજીખાં ના-
મના એક સરદારને ૫૦,૦૦૦ માણસો આપીને ગુજરાત
પર મોકલ્યો. તેણે પેહેલવેહેલો મેવાડ ઉપર હલ્લો કરીને
ત્યાંના રાણાને હરાવી ગુજરાત તરફ કુચ કીધી. એ વ-
ખતે ઈતીમદખાંએ તથા ઈમોદુલમુલ્કે એવું ધાર્યું કે, આ
ફોજ બાદશાહ તથા સૈયદ મુબારકની સલાહથી અહીંઆ
આવતી હશે; માટે તેઓએ સૈયદ મુબારકશાહને મારી નાં-
ખવાનો વિચાર કીધો. પછી તેઓ ૩૦,૦૦૦ સ્વાર લેઈ-
ને સૈયદ મુબારકશાહ ઉપર ચઢી ગયા, જે લડાઈમાં સૈ-
યદ મુબારક માર્યો ગયો તથા સૈયદપુર તેમણે લુટી લીધું.

પણ એ વખતે મુબારકનો છોકરો સૈયદમીરાન પોતાના કુ-
ટુંબ સહિત કપડવંજ જતો રહ્યો. પછી પેલા બેઉ સરદાર
બાદશાહને લેઈને અમદાવાદ આવ્યા. પણ આગળજતાં
બન્ને સરદારોમાં સંપ રહ્યો નહીં, અને ઈતીમદખાં ઘણો
જોરાવર થઈ પડયો, તેથી ઇમાદુલમુલ્કને ભરૂચ જતું ર-
હેવું પડયું.

પરંતુ એ સુલતાન અહમદખાં ઘણો કેફી હતો, તેથી
કેફના સુમારમાં હાથમાં તરવાર લેઈ કેળના પાંદડાં કાપતો,
અને મ્હોડેથી બોલતો કે, આ ઈતીમદખાંનું માથું કાપ્યું
અને ઇમાદુલમુલ્કના મડદાના હમણા કટકા કરી નાખું છું.
તે વાત ઈતીમદખાંના હાથ નીચેના પ્રધાન વજીઉલમુલ્કના
સાંભળ્યામાં આવી, તેથી તેણે ઈતીમદખાંને જઈને કહ્યું કે,
બાદશાહ કોઈ દાહાડો આપણને ઈજા કરશે; માટે આગળથી-
જ એને આપણે પુરો કરવો જોઇએ. પણ ઈતીમદખાંએ
એ વાત માની નહીં, તેથી વજીઉલમુલ્કે બાદશાહનું પાર-
ખું જોવાને કહેવડાવ્યું, કે જો મને મુખ્ય પ્રધાનની જ-
ગો આપો, તો હું ઈતીમદખાંને મારી નાંખું. જે વાતની
બાદશાહે ભોળપણથી તરત હા કહી. પછી તે વાત પાછી
વજીઉલમુલ્કે ઈતીમદખાંને કહી સંભળાવી. તોપણ ઈતીમ-
દખાં બોલ્યો કે હું કાને સાંભળ્યા વિના એ વાત માનું ન-
હીં. ત્યારે વજીઉલમુલ્ક તેને ભદ્રમાં લેઈ ગયો, અને ત્યા
એક ઘર હતું, તેમાંની એક ઓરડીમાં સંતાડયો. પછી
એણે એવો દગો કરીને બાદશાહને કેહેવડાવ્યું, કે ઈતીમદ-

ખાંના રાજ્યના જાસુસોને લીધે મારાથી તમારી પાસે આ-વી શકાય તેવું નથી; માટે જો આપ મેહેરબાની કરી અ-હીંઆ આવો, તો આપણે પેલી બાબદ વિષે વિચાર કરીએ.

પછી જ્યારે બાદશાહ ત્યાં આવ્યો, ત્યારે વજીરુલ-મુલ્કે પેલી વાત કાઢી, અને ત્યાં જે વાતચીત થઇ, તે બધી ઈતીમદખાંએ કોટડીમાંથી સાંભળી. અને તેવોજ બાહાર નિકળીને બાદશાહની સામે આવી, ઉભો રહીને બો-લ્યો કે, મેં તારૂં શું બગાડ્યું છે, કે તું મારો જીવ લેવાને ઇચ્છેછે? તે જોઈ બાદશાહ બગ જેવો થઈ ગયો. પછી ઈતીમદખાંના માણસોએ તરતજ તેને મારી નાંખી, તેની લાશ સાબરમતીની રેતીમાં ફેંકી દીધી. ઈ. સ. ૧૫૬૧ ની ૧૨ મી એપ્રિલ.

આ પત્રમાં ઈ. સ. ૧૫૫૪ થીને ૧૫૬૧ સુધીનું વ-ર્ણન લખ્યું; હવે મારા આવતા પત્રમાં ઇ. સ. ૧૫૬૧ થી ૧૫૭૨ સુધીનું વર્ણન લખીશ.

લા૦ તમારો શુભેચ્છુ બાંધવ*

૧-બુરાને સિંહાસનપર બેસતાંજવારને શું કર્યું, અને આખરે એને કોણે માર્યો?

૨-પછી અમીરોએ ગાદીએ કોહોને બેસાડયો, અને તે ક્યારે?

૩-અહમદખાં કોહોના ઉપર ઘણો વિશ્વાસ રાખતો હ-તો, અને પોતાનો મુખ્ય પ્રધાન કોહોને બનાવ્યો હતો?

૪-ત્યારપછી ગુજરાતપર કોણ ચઢી આવ્યું હતું, અ-

ને તે શા માટે ? તથા આખરે તેનું પરીણામ શું થયું ?

૫–ત્યારપછી ગુજરાતપર કોણે સ્વારી કરવા માંડી, તથા તે જોઇને ઇતીમદખાંને અને ઇમાદુલમુલ્કને શું શક આવ્યો?

૬–એવો શક આવ્યાથી તેઓએ શું કીધું, અને તેમાં પરીણામ શું થયું ?

૭–અહમદખાં કેઇના સુમારમાં હમેશા શું કરતો હતો ?

૮–એ વાત ઇતીમદખાંને કોણે જઇને કહી, અને તે તેણે માની કે નહી ?

૯–પછી વજીહુલમુલ્કે બાદશાહનું પારખું જોવા માટે શું કેહેવડાવ્યું ? અને તેનો બાદશાહે શો જવાબ દીધો ?

૧૦–ત્યારપછી એ સઘળી વાત વજીહુલમુલ્કે જ્યારે ઇતીમદખાને કહી, ત્યારે તેણે શો જવાબ દીધો ?

૧૧–ત્યારે વજીહુલમુલ્કે ઇતીમદખાંની ખાતરી કરવા માટે શું તરકટ રચ્યું, અને તેમાં પરીણામ શું થયું ?

પત્ર ૨૨ મો.

પ્રિય બાઇ

મેં ગયા પત્રમાં ઇ. સ. ૧૫૫૪ થીતે ૧૫૬૧ સુધીનું વર્ણન લખ્યું હતું; હવે આ પત્રમાં ઇ. સ. ૧૫૬૧ થી તે ૧૫૭૨ સુધીનું વર્ણન લખીને ઇતિહાસનો આ પ્રથમ ભાગ પુરો કરૂંછું.

આવી રીતે અહમદખાંને માર્યા પછી ઇતીમદખાંએ કોઇ નથ્થુ નામના છોકરાને મહમદ લતીબખાંનો છોકરો છે એવું કહી તખ્ત ઉપર બેસાડયો, અને તેનું નામ ત્રીજો

મુજફ્ફરશાહ માર્યું. પણ આવી રીતે ઇતીમાદખાંનું ઘણું જોર વધી જવાથી બીજા અમીર ઊમરાવોને ઘણી અદેખા- ઈ ઊત્પન્ન થઈ, અને તેથી એ પણ લડાઇ થઇ તેમાં ઇતી- માદખાં હાર્યો. ત્યારપછી એ અમીર ઉમરાવો વચ્ચે ગુજરા- તના વિભાગઃ થઇ ગયા હતા, તેમાં ઇતીમાદખાએ ખંભાત, અમદાવાદ અને બીજા કેટલાંએક ભાગ લીધા, મુશાખાં અને શેરખાં ફોલાદીએ પાટણ લીધું, જંઘીઝખાંએ સુરત, ભરૂચ, ચાંપાનેર અને વડોદરા વગેરે કેટલાંક પ્રગણાં લીધાં, સૈયદ આમદે ધોળકા, ધંધુકા વગેરે કેટલાં પ્રગણાં મેળવ્યાં, અને જુનાગઢ તથા સોરઠ અમીરખાં ગોરીએ લીધાં. પ- છી એ અમલદારો રૈયત ઉપર ઘણો જુલમ કરી માહોમાં- હે લડવા લાગ્યા.

એટલામાં મહમદ હુસેન મીરજાં, મશાઊદ હુસેન મી- રજાં અને અલીહુસેન મીરજાં નામના ત્રણ શખસો દીલ્હી- ના બાદશાહ અકબરના ત્રાસથી નાસીને ગુજરાતમાં આ- વ્યા. અને ભરૂચમાં જંઘીઝખાંને આશ્રયે રહ્યા. પણ એ વેળાએ ઇતીમાદખાં અને જંઘીઝખાંની વચ્ચે લડાઇ ચા- લતી હતી, તેથી જંઘીઝખાંએ મીરજાંઓથી ડરીને તેઓને ભરૂચ પ્રગણું જાગીરમાં આપ્યું. પરંતુ ત્યારપછી લડાઇ- માં તે માર્યો ગયો, ત્યારે પેલા મીરજાંઓ સુરત, ભરૂચ અને ચાંપાનેર દબાવી બેઠા. વળી એવામાં મુજફ્ફરશાહ ઇતીમાદખાં પાસેથી નિકળીને પાટણના સુબાના પક્ષમાં ભાગ- ્યો. તેથી ઇતીમાદખાં અમદાવાદનું રાજ્ય પોતે બચાવી

પડયો; પણ પાછળથી પાટણનો સુબો અને બાદશાહ બન્ને મળી ઇતીમદખાં ઉપર ચઢી આવ્યા, ત્યારે તે પેલા મીરજાઓ સાથે મળી ગયો, અને પછવાડેથી અકબર બાદશાહ ઉપર કાગળ લખ્યો, કે તમે આવી ગુજરાત દેશ થાળે પાડો. તે ઉપરથી અકબર બાદશાહ ઇ. સ. ૧૫૭૨ માં પોતે ચઢી આવ્યો. અને જ્યારે ડીસા આગળ આવી પોહોંચ્યો, ત્યારે પાટણનો સુબો અમદાવાદનો ઘેરો ઉઠાવી નાંઠા કર્યા. અને પોતાના કુટુંબને નિર્ભય જગોએ મોકલી દીધું. એ વેળાએ અકબર બાદશાહે ઇતીમદખાંને તેડવા સારૂ એનુલમુલ્કને તથા મીરઅબુતુરાબને મોકલ્યા. પણ તેઓ ઝોટાણા આગળ આવી પોહોંચ્યા, ત્યારે એવી ખબર મળી, કે ગુજરાતનો બાદશાહ પાટણના સુબાથી છુટો પડી રઝળતો ફરે છે; તેથી તેમણે અકબર બાદશાહને તે વિશે લખી જણાવ્યું, અને પોતે આગળ ચાલ્યા. પછી અકબર બાદશાહે તે બાદશાહને પકડવાને સારૂ માણસો મોકલ્યા, જેઓએ મુજફરશાહને ખેતરમાંની દાણાની પણીમાંથી સંતાયલો પકડયો, અને બાદશાહ પાસે લેઇ ગયા. પણ અકબર બાદશાહે ઉદારપણેથી તેને જીવતદાન આપ્યું, અને કરમઅલી નામના સરદારના હાથમાં તેને સોંપ્યો.

પછી સૈયદ મહમદ બુખારી અને હલદખાં અબસી બાદશાહને શરણ આવ્યા; અને એવામાં ઇતીમદખાં પણ ત્યાં આવી પોહોંચ્યો. એ વેળાએ બાદશાહે એક મોટા હાથીપર બેસીને સ્વારી કાઢી, અને પોતાની સાથેના ગુજ-

સતના સરદારોને જેવું ઘટે તેવું માન આપ્યું. પછી સ-
ર્વે અમીરોએ એક મત થઈને બાદશાહના નામના સિક્કા
પડાવ્યા, અને તેના નામનો ખુતબો વંચાવી, સર્વે તેને ન-
મ્યા. ત્યારપછી બાદશાહે અમદાવાદ આવીને સર્વે અમીર
ઉમરાવોની સભા ભરીને કહ્યું, કે આ ઇતીમદખાંના કહ્યાથી
મેં આ દેશ ઝીત્યો છે, માટે તેની મારફતે તમે જેજે
માગશો તે આપીશ. અને હવે પછી તમે સંપ રાખીને
ચાલો, તે વિશના મને જામીન આપો. તે સાંભળી ઇતી-
મદખાંએ મીરઆબુતુરાબને પોતાનો જામીન આપ્યો. અ-
ને પોતે અભસી શિવાયે બીજા સર્વેનો જામીન થયો. પ-
ણ એ અભસી લોકોને સુલતાન મહમદ બીજાએ રાખ્યા
હતા, તેથી અકબર બાદશાહે કહ્યુંકે, એમને પણ મારા મા-
ણસ ગણી રાખવા. એટલે કંઇજ કજીઆનું કારણ રહે-
શે નહીં. આવી રીતે બંદોબસ્ત કરી અકબર બાદશાહ
વાહાણમાં બેસી ખંભાત તરફ હવા ખાવા ગયો; એવામાં
પાછળથી કોઈ લુચ્ચા માણસોએ એવી બુમ ઉરાડી, કે બા-
દશાહ પોતાની ફોજને દેશ લુટવાનો હુકમ આપી ગયોછે.
તેથી કેટલાએક બળવાખોરોએ ગુજરાતની છાવણી લુટવા
માંડી. પણ તે વાત તથા આગળ જતાં ઇતીમદખાં અને
બીજા ઉમરાવો પણ નિમક હરામી કરવાના, એવું માલમ
પડ્યાથી બાદશાહે તે હરામખોરોને પકડવા સારૂ શાહબાજ-
ખાંને તરત અમદાવાદ મોકલ્યો. અને પછી જ્યારે તે
લોકો પકડાયા, ત્યારે તેઓની પાસેથી જેની મીલકત ગઇ

હતી તેની પાછી અપાવી, અને પછી બાદશાહ પોતે તખ્ત ઉપર બીરાજ્યો. ત્યારપછી જે લોકો લુટફાટમાં શામેલ હતા, તેમને હાથીના પગ તળે કચરાવી નાંખ્યા. અને ઇ. સ. ૧૫૭૨ ના નવેંબર મહીનાની ૧૮ મી તારીખે અમદાવાદ ઉપર પોતાનો વાવટો ચઢાવ્યો. વળી પાછળથી દરેક જણની સાથે પોતાના ભરોસાનું બાદશાહે એકેક માણસ મુક્યું, કે જેથી કંઇ ગરબડ ઉઠે નહીં.

આ ગ્રંથમાં ઇ. સ. ૧૫૬૧ થી તે ઇ. સ. ૧૫૭૨ માં દીલ્લીના મોગલ વંશી અકબર બાદશાહે ગુજરાત પ્રાંત ખાલસા કરી લીધો, ત્યાં લગીનું વર્ણન આપ્યું છે. અને હાલ આ ગુજરાતના ઇતિહાસનો પ્રથમ ભાગ પુરો કર્યો છે. તથા હવે બાકી રહેલો બીજો ભાગ સમયાનુકૂળે શરૂ કરવાનો વિચાર રાખ્યો છે.

## લી૦ તમારો શુભેચ્છુ બાંધવ.

૧--અહમદખાંને માર્યા પછી ઇતીમદખાંએ કોહાને ગાદી ઉપર બેસાડયો, અને તેને શું નામ આપ્યું.

૨--પછી ગુજરાતના અમીરો કોહાની અદેખાઇ કરવા લાગ્યા, અને તેનું પરીણામ શું થયું?

૩--એટલામાં અકબર બાદશાહના ત્રાસથી ગુજરાતમાં કોણ નાશી આવ્યા હતા, અને કોહાને આશ્રયે રહ્યા હતા?

૪--એ મીરજાંઓ ગુજરાતમાંનાં કયાં શેહેર દબાવી પડયા, અને તે શી રીતે?

૫--ત્યારપછી અમદાવાદનું રાજ્ય કોણ પચાવી પડયું, અને તે શાથી?

૬--જ્યારે ઇતીમદખાં ઊપર પાટણનો સુબો અને બાદશાહ ચઢી આવ્યા, ત્યારે તેણે શું કીધું?

૭--અકબર બાદશાહ ગુજરાતમાં ક્યારે આવ્યો, અને તેણે ગુજરાતના બાદશાહને શી રીતે પકડયો?

૮--પછી અકબર બાદશાહે ત્યાંનો શી રીતે બંદોબસ્ત કર્યો, અને પછી તે ક્યાં ગયો?

૯--ત્યારપછી અમદાવાદમાં પાછા કોણ લુટફાટ કરવા લાગ્યા, અને તેમને પકડવા સારૂ બાદશાહે કોહોને મોકલ્યો?

૧૦--બાદશાહે એ લોકને પકડાવ્યા પછી શું કીધું અને અમદાવાદમાં પોતાનો વાવટો ક્યારે ચઢાવ્યો?

---

પ્રથમ ભાગ સમાપ્ત.

---

# ગુજરાતમાં થઇ ગયેલા રાજાઓની ટીપ.

## ભાગ ૧ લો.

| ચાવડા વંશના રજપૂત રાજા. | | | કયાંથી | કયાં સુધી રાજ કર્યું. | કેટલાં વર્ષ. |
|---|---|---|---|---|---|
| ૧ જયશિખરી | ... | ... | ૬૯૬ | * | * |
| ૨ વનરાજ... | ... | ... | ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| ૩ યોગરાજ.. | ... | ... | ૮૦૬ | ૮૪૧ | ૩૫ |
| ૪ ક્ષેમરાજ.. | ... | ... | ૮૪૧ | ૮૬૬ | ૨૫ |
| ૫ ભૂવડ (ભૂયડ) | ... | ... | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| ૬ વિજયસિંગ. | ... | ... | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| ૭ રત્નાદિત (રાવતસિંગ).... | | | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| ૮ સામતસિંગ. | ... | ... | ૯૩૫ | ૯૪૨ | ૭ |
| સોળંકી (ચાલુક્ય) વંશના રજપૂત રાજા. | | | | | |
| ૧ મૂળરાજ... | ... | ... | ૯૪૨ | ૯૯૭ | ૫૫ |
| ૨ ચામુંડ.... | ... | ... | ૯૯૭ | ૧૦૨૫ | ૨૮ |
| ૩ વલ્લભસેન.. | ... | ... | ૧૦૨૫ | ૧૦૨૬ | ૧ |
| ૪ દુર્લભસેન.. | ... | ... | ૧૦૨૬ | * | ૪૬ |
| ૫ ભીમદેવ... | ... | ... | * | ૧૦૭૨ | |
| ૬ કરણ. .... | ... | ... | ૧૦૭૨ | ૧૦૯૪ | ૨૨ |

| | | | |
|---|---|---|---|
| ૭ સિદ્ધરાજ જયસિંગ ... | ૧૦૯૪ | ૧૧૪૩ | ૪૯ |
| ૮ કુમારપાળ... ... ... | ૧૧૪૩ | ૧૧૭૪ | ૩૧ |
| ૯ અજેપાળ... ... ... | ૧૧૭૪ | ૧૧૭૭ | ૩ |
| ૧૦ બાળ મૂળરાજ ... ... | ૧૧૭૭ | ૧૧૭૯ | ૨ |
| ૧૧ ભોળો ભીમદેવ... ... | ૧૧૭૯ | ૧૨૧૫ | ૩૬ |
| **વાઘેલા વંશના રજપૂત રાજા.** | | | |
| ૧ વિરધવળ... ... ... | ૧૨૧૫ | * | |
| ૨ વિશળદેવ... ... ... | * | * | |
| ૩ ભીમદેવ.... ... ... | * | * | ૮૨ |
| ૪ અરજુનદેવ. ... ... | * | * | |
| ૫ સારંગદેવ .. ... ... | * | * | |
| ૬ રાજકરણ... ... ... | * | ૧૨૯૭ | |
| **ખીલજી વંશના મુસલમાન બાદશાહ દીલ્લીના તખ્તાધિપતિ.** | | | |
| ૧ અલ્લાઉદીન.. ... ... | ૧૨૯૭ | ૧૩૧૬ | ૧૯ |
| ૨ મુબારકશાહ.. ... ... | ૧૩૧૬ | ૧૩૨૧ | ૫ |
| **તગલખ વંશના મુસલમાન બાદશાહ દીલ્લીના તખ્તાધિપતિ.** | | | |
| ૧ ગ્યાસુદીન.... ... ... | ૧૩૨૧ | ૧૩૨૫ | ૪ |
| ૨ મહમદ પેહેલો ... ... | ૧૩૨૫ | ૧૩૫૧ | ૨૬ |
| ૩ ફિરોજશાહ... ... ... | ૧૩૫૧ | ૧૩૮૮ | ૩૭ |
| ૪ ગ્યાસુદીન બીજો... ... | ૧૩૮૮ | ૧૩૮૯ | ૧ |

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | અબુબેકર... ... ... | ૧૩૮૯ | ૧૩૯૦ | ૧ |
| ૬ | નાસરૂદીન... ... ... | ૧૩૯૦ | ૧૩૯૪ | ૪ |
| ૭ | મહમદબીજો ... ... | ૧૩૯૪ | ૧૩૯૬ | ૨ |

પરચુરણ મુસલમાન રાજા (માત્ર ગુજરાતનાજ સ્વતંત્ર તખ્તાધિપતિ.)

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મુજફરશાહ... ... ... | ૧૩૯૬ | ૧૪૧૧ | ૧૫ |
| ૨ | અહમદશાહ... ... ... | ૧૪૧૧ | ૧૪૪૩ | ૩૨ |
| ૩ | મહમદશાહ... ... ... | ૧૪૪૩ | ૧૪૫૧ | ૮ |
| ૪ | કુતુબશાહ..... ... ... | ૧૪૫૧ | ૧૪૫૮ | ૭ |
| ૫ | દાઊદશાહ... ... .. | ૧૪૫૮ | ૧૪૫૮ | થો.દા |
| ૬ | મહમદ બેગડો ... ... | ૧૪૫૮ | ૧૫૧૧ | ૫૩ |
| ૭ | મુજફરશાહ બીજો. ... | ૧૫૧૧ | ૧૫૨૬ | ૧૫ |
| ૮ | સિકંદરશાહ... ... ... | ૧૫૨૬ | ૧૫૨૬ | થો.દા |
| ૯ | બાહાદુરશાહ...... ... | ૧૫૨૬ | ૧૫૩૬ | ૧૦ |
| ૧૦ | મહમદઅતિબઝાં... ... | ૧૫૩૬ | ૧૫૫૪ | ૧૮ |
| ૧૧ | અહમદશાહ બીજો ... | ૧૫૫૪ | ૧૫૬૧ | ૭ |
| ૧૨ | મુજફરશાહ ત્રીજો. ... | ૧૫૬૧ | ૧૫૭૨ | ૧૧ |

## ભાગ ૨ જો.

મોગલ વંશના મુસલમાન પા-
દશાહ દીલ્હીના તખ્તાધિપતિ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અકબર ... ... ... | ૧૫૭૨ | ૧૬૦૫ | ૩૩ |
| ૨ | જહાંગીર... ... ... | ૧૬૦૫ | ૧૬૨૭ | ૨૨ |
| ૩ | શાહાજહાન. ... ... | ૧૬૨૭ | ૧૬૫૮ | ૩૧ |
| ૪ | ઔરંગજેબ ... ... | ૧૬૫૮ | ૧૭૦૭ | ૪૯ |
| ૫ | મહમદ મોઆજમ ... | ૧૭૦૭ | ૧૭૧૨ | ૫ |
| ૬ | જહાંદારશાહ ... ... | ૧૭૧૨ | ૧૭૧૩ | ૧ |
| ૭ | ફરૂકશીર... ... ... | ૧૭૧૩ | ૧૭૧૯ | ૬ |
| ૮ | રફીઉદ્દરજાત. ... ... | ૧૭૧૯ | ૧૭૧૯ | ૦ |
| ૯ | શાહાજહાન બીજો ... | ૧૭૧૯ | ૧૭૧૯ | ૦ |
| ૧૦ | મહમદશાહ.. ... ... | ૧૭૧૯ | ૧૭૪૯ | ૩૦ |
| ૧૧ | અહમદશાહ. ... ... | ૧૭૪૯ | ૧૭૫૪ | ૫. |
| ૧૨ | આલમગીર. ... ... | ૧૭૫૪ | ૧૭૫૫ | ૧ |

ગાયકવાડ વંશના મરેઠા રાજા
વરોદરા સંસ્થાનના ગાજ
તખ્તાધિપતિ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | પીલાજી ... ... ... | ૧૭૩૧ | ૧૭૩૨ | ૧ |
| ૨ | દામાજી ... ... ... | ૧૭૩૨ | ૧૭૬૯ | ૩૭ |
| ૩ | શીવાજી ... ... ... | ૧૭૬૯ | ૧૭૬૯ | ૦ |
| ૪ | ફતેસિંગ... ... ... | ૧૭૬૯ | ૧૭૮૯ | ૨૦ |

| | | | |
|---|---|---|---|
| ૫ માનાજી (માણેકજી) ... | ૧૭૮૯ | ૧૭૯૩ | ૪ |
| ૬ ગોવિંદરાવ.. ... ... | ૧૭૯૩ | ૧૮૦૦ | ૭ |
| ૭ આનંદરાવ.. ... .. | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ |
| ૮ શીયાજીરાવ. ... ... | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ |
| ૯ ગણપતરાવ.. ... ... | ૧૮૪૭ | ૧૮૫૬ | ૯ |
| ૧૦ ખંડેરાવ ... ... ... | ૧૮૫૬ | ૧૮૭૧ | ૧૫ |
| ૧૧ મલ્હારરાવ .. ... ... | ૧૮૭૧ | ૧૮૭૫ | ૪ |
| ૧૨ શીયાજીરાવ બીજો ... | ૧૮૭૫ | | |

## હાલના ગુજરાતી પેહેલા વર્ગના રાજયો.

| સંસ્થાનનું નામ. | રાજાની જાત | સાધારણ નામ. | તોપની સંખ્યા |
|---|---|---|---|
| વડોદરા (ગાયકવાડનું સંસ્થાન) | મરેઠા. | ગાયકવાડ. | ૨૧ |
| ઈડરનું સંસ્થાન. | રજપૂત. | રાણા. | ૧૫ |
| રાજ પીપળા (નાંદોદ) | ,, | રાજા | ૧૧ |
| ધ્રાગંદ્રાનું સંસ્થાન. | ,, | ,, | ૧૧ |
| નવાનગર ,, | ,, | જામ. | ૧૧ |
| ભાવનગર ,, | ,, | ઠાકોર. | ૧૧ |
| જુનાગઢ ,, | મુસલમાન | નવાબ. | ૧૧ |
| પાલણપોર ,, | ,, | દીવાન. | ૧૧ |
| રાધણપોર ,, | ,, | નવાબ. | ૧૧ |
| ખંભાત ,, | ,, | ,, | ૧૬ |

## ભરત ખંડમાં થઈ ગયલા બ્રિટીશ સર સુબા

| | નામ. | ક્યારે આવ્યા | ક્યારે ગયા | કેટલ ર્ષ |
|---|---|---|---|---|
| ૧ | વાંરન હેસ્ટીંગ્સ ... ... | ૧૭૭૨ | ૧૭૮૫ | ૧ |
| ૨ | લાર્ડ કાર્નવાલીસ.. ... | ૧૭૮૫ | ૧૭૯૩ | |
| ૩ | સર જાન શોર... ... | ૧૭૯૩ | ૧૭૯૮ | |
| ૪ | લાર્ડ મૉર્નિંગટન... ... | ૧૭૯૮ | ૧૮૦૫ | |
| ૫ | સર જ્યૉર્જબાર્લો.. ... | ૧૮૦૫ | ૧૮૦૯ | |
| ૬ | લાર્ડ મીન્ટો.. ... ... | ૧૮૦૯ | ૧૮૧૩ | |
| ૭ | લાર્ડ મોઈરા.... ... | ૧૮૧૩ | ૧૮૨૩ | |
| ૮ | લાર્ડ અમ્હર્સ્ટ.... ... | ૧૮૨૩ | ૧૮૨૮ | |
| ૯ | લાર્ડ વિલ્યમ બેંટીક ... | ૧૮૨૮ | ૧૮૩૬ | |
| ૧૦ | લાર્ડ ઑકલૅંડ ... ... | ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| ૧૧ | લાર્ડ એલીનબરો. ... | ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| ૧૨ | સર હેનરી હારડીંજ ... | ૧૮૪૪ | ૧૮૪૮ | ૪ |
| ૧૩ | લાર્ડ ડેલાહુઝી ... ... | ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |
| ૧૪ | લાર્ડ ક્યાનીંગ. .. ... | ૧૮૫૬ | ૧૮૬૨ | ૬ |
| ૧૫ | લાર્ડ એલજીન ... ... | ૧૮૬૨ | ૧૮૬૩ | ૧ |
| ૧૬ | સર જૉન લૉરેન્સ. ... | ૧૮૬૩ | ૧૮૬૯ | ૬ |
| ૧૭ | લાર્ડ મેઓ.. ... ... | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| ૧૮ | લાર્ડ નૉર્થબ્રુક. ... ... | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| ૧૯ | લાર્ડ લીટન.. ... ... | ૧૮૭૬ | * | * |